યાત્રાનો ભોમીયો

મોટર માર્ગે

# ભારતની તીર્થ-યાત્રા



: પ્રવાસી :

શેઠ સુંદરજી મોતીભાઇ

સથરાનિવાસી

યાત્રાનો ભોમીયો

મોટર માર્ગે

# ભારતની તીર્થ-યાત્રા



: પ્રવાસી :

શેઠ સુંદરજી મોતીભાઇ

સથરાનિવાસી

# નિવેદન



અસલના વખતમાં પગે ચાલીને યાત્રા કરવાનો મહિમા ગણાતો હતો. અને એ પ્રમાણે યાત્રા કરવામાં ખાસ લાભ હતા. જેવાકે રસ્તામાં આવતાં દરેક ગામની ખાસ વિશેષતા અને વેપાર વણુજ વિષે પૂરી માહીતી મળી શકતી પણ રેલ્વે ગાડી થયા પછી આવી મુસાફરી લગભગ બંધ થઇ ગઇ છે અને કોઇને પગરસ્તે જવાની ઇચ્છા હોય તોપણ સાધારણ રીતે માર્ગ વીષેની પુરી માહીતી પણ હોતી નથી. એવા યાત્રાળુઓને યથાશકતી માર્ગ દર્શન થઇ શકે અને ખાસ ખાસ શહેરો વીષેની માહીતી મળી શકે એવા ઉદ્દેશથી આ પુસ્તકમાં મારી હીન્દુસ્થાનની યાત્રા દરમ્યાન મળેલી પૂરી વીગત આપવા અલ્પ પ્રયત્ન કર્યો છે

આ નાનકડા પુસ્તકનું વાચન કોઇપણ યાત્રાળુને પ્રવાસમાં અનુકુળ ઉપયોગી અને માર્ગદર્શક થશે તો હું મારા આ અલ્પ પ્રયાસનું સાર્થક થયું સમજીશ.

લી•

પ્રકાશક



# મુંબઇથી અયોધ્યાજી



## યાત્રા ૧.

**મોટરની મુસાફરી : પુના, પંચગની, મહાબળેશ્વર, સાતારા, પંઢરપુર, અહમદનગર.**

**ટ્રેઇનની મુસાફરી : મનમાડ, અલ્હાબાદ, કાશી, ગયાજી, જગન્નાથપુરી ને અયોધ્યાજી.**



તા. ૬ ૩–૩૪ મંગળવારના રોજ મુંબઇથી મુસાફરી ઉપર નીકળ્યા.

### પુના તા. ૬–૩–૩૪ મંગળવાર

થાણા, પનવેલ, ખાપોલી, ટાલેગામ, ખંડાલા, લોનાવાળા, પુના. રસ્તામાં મોટરના ટોલના રૂ. ૪–૦ ૦ પડે છે. ઉતારો હરગોવન વીલા, ધોબીઘાટ શંકરશેટ રોડ, જમવાનું ગુજરાત બોર્ડીંગ લોજ. આખા દીવસના જમવાના ૦–૧૨-૦ એક વખતના ૦–૬–૦ જમવાના અને રહેવાના ૧-૮-૦ અને ૧–૪-૦ C/o ડેનઅલી કીકાભાઇ મેનશન પુના–૨

## તા. ૭-૩-૩૪ બુધવાર

૧ બાલકૃષ્ણજી ૨ વીઠલનાથજી

શ્રી ડકન પેપર મીલ્સ લી. જોવા જેવી છે. હડપસર ગુડસ સ્ટેશનની પછવાડે પરભુદાસ કેશવજી ભોટી તેના સેલીંગ એજંટ છે તેની ઓફીસ સ્ટેશન ગુડસ યાર્ડ સામે બોમ્બે સ્ટેશનરી માર્ટ નામની દુકાન છે. મીલ આખી ફરીને જોઇ ત્યાંથી કાગળનું એક રીમ લીધું. સંગમ પાસે મીલ આવેલી છે.

૧ બન્ડ ગારડનમાં મોટર ગાડી કમ્પાઉન્ડમાં લઇ જવાના ચાર આના ટેકસ છે.

૨ એમપ્રેસ ગારડન રેસકોર્સ પાસે ત્યાં પણ ચાર આના ગાડીની ફી છે.

૩ સીંધેની છત્રી હડપસર પાસે આવેલી છે. ગ્વાલીયરના મહારાજા તરફથી છે તારકેશ્વર મહાદેવ દત્તાત્રયનું મંદીર.

## તા. ૮-૩-૩૪ ગુરૂવાર

પાર્વતી મંદીર ટેકરી ઉપર છે, ત્યાં પેશવાનું રહેઠાણ હતું. કીલ્લો પણ છે. કાર્તીક સ્વામી વીઠલ નારાયણ શ્રી દત્ત દ-તેશ્વર દત્તાત્રયમાં ૨૫ નોકર રહે છે. સરકાર તરફથી રૂ. ૧૮૦૦) મળે છે. શીવરાત્રી તથા શ્રાવણ માસમાં મોટા મેળા ભરાય છે.

યરોડા જેલ જોવાની રજા મળી નહી.

પુના—શીવાજી મીલ્ટરી સ્કુલ કોલ્હાપુરના મહારાજા તરફથી ચાલે છે. મેટ્રીક સુધી અભ્યાસ કરાવે છે અને સાથે લશ્કરી જ્ઞાન આપે છે. શીવાજી મહારાજનુ પુતળું છે રૂ. ૧ાા લાખનો ખર્ચ થયો છે. રૂ. ૫૫૦૦૦) નીં બીજી ત્રણ તખતીઓ છે.

૧ શીવાજીની લડાઇ ૨ શીવાજીની છાવણી ૩ શીવાજીનો દરબાર.

શીવાજી મહારાજનું પુતળું નવા પુલ પાસે સેવાસદન સોસાયટી છે. મેટ્રીક સુધી શીક્ષણ આપે છે. શિવણ, ભરત, સંગીત, વીવીંગ વગેરે જુદાજુદા શીક્ષણના ખાતાંઓ છે. કુમારીકા વીધવાઓ અને પરણેલી સ્ત્રીયા અભ્યાસ કરે છે બોરડીંગ પણ સાથે છે.

નાથીબાઇ વીમેન્સ હાઇસ્કુલ જોઈ તેમાં હોસ્ટેલ પણ છે. આ સંસ્થા એરંડામાં છે પછી હીંગોળા બદ્રુકમાં કર્વેની બીજી સંસ્થાઓ છે હાઇસ્કુલ બોરડીંગ, કુમારીકાશ્રમ વીધવાગૃહ છે માસ્તરોને રહેવાના કવાટર્સ છે પુનાથી ૫ માઇલ દુર છે. શાક મારકીટ સ્ટેશન રોડ, મોટર કંપનીના કારખાના વગેરે જોયાં.

ફરગ્યુસન કોલેજ, પરશુરામ ભાઉ કોલેજ, એન્જીનીઅરીંગ કોલેજ વગેરે સદાશીવ પેઠમાં છે.

## તા. ૯-૩-૩૪ શુક્રવાર.

લક્ષ્મીશેઠ મોટર રીપેરીંગ કરવાની દુકાન છે જે મોટરને લગતું તમામ કામકાજ કરે છે. પંઢરપુરમાં ગોર વામન C/O જમનાદાસ લલ્લુભાઇની ધર્મશાળા, ગંગાકીનારે પંઢરપુર.

પંચગનીમાં, ગુજરાત. હીંદુ લોજ છે.

મહાબળેશ્વરમાં નેચરલ હીંદુ લોજ છે.

પુનાથી પંચગની ૬૦ માઇલ છે.

ગામ-કાત્રજ. વરવા, કામતડી, સારોડા, શીંધેવાડી, કુળવડા, કાપુરવડ, શેરવડ, શીવાપુર, નરસાપુર. કાકવી, ખંડાળાઘાટ.

## પુનામાં ગાર્ડન ત્રણ છે

૧ બંડ ગારડન, ૨ એમ્પ્રેસ ગાર્ડન, ૩ બોટાનીકલ ગાર્ડન કીરકી પાસે.

## મહાબળેશ્વરમાં હોટેલો

૧ સેંટ્રલ. ૨ ડીના. ૩ ફાઉન્ટન, ૪ ફ્રેડરીક, ૫ રેસવ્યુ, ૬ રીપન.

## પુનામાં સીનેમા થીએટરો

| | |
|---|---|
| ૧ એપલો સીનેમા | રસ્તાપેઠ |
| ૨ આર્યન ,, | ગણેશ પેઠ |

| | | |
|---|---|---|
| ૩ | વેસ્ટ એન્ડ સીનેમા | સારસનેલ રોડ |
| ૪ | એમ્પાયર ,, | બંડરોડ |
| ૫ | એકસેલસીયર ,, | કીરકી |
| ૬ | ગ્લોબ ,, | લક્ષ્મીરોડ |
| ૭ | કૃષ્ણ ,, | શુક્રવાર પેઠ |
| ૮ | કેનોટ ,, | સ્ટેશન |

## પુનામાં નદી ત્રણ છે

૧ ઇંદ્રાવતી, ૨ ચંદ્રભાગા, ૩ ભીમા.

પાણીનું તલાવ, ખડગ, વાસલા, પુનાથી ૧૦ માઇલ દુર છે.

## તા. ૧૦–૩–૩૪ શનીવાર પુનાથી પંચગની

પુનાથી પંચગની ૧૧ા વાગ્યે નીકળી ૩ વાગ્યે પંચગની પહોંચ્યા. રણુછોડદાસ માધવદાસ શેઠને ત્યાં ઉતર્યા રતીલાલ મોનદાસ પારેખ હતા નહીં મુંબઈ હતા તેણે ભાડે બંગલો લીધેલ છે પુનાથી પંચગની ૭૪ માઇલ છે પુનાથી સતારા રોડ ઉપર થઇ શરૂ વાઇ પાસેથી રસ્તો જુદો પડે છે. મહાબળેશ્વર રોડ ઉપર પંચગની છે. પંચગનીમાં ૯ જુદી જુદી નીશાળો છે.

પારસી, યુરોપીયન, મુસલમાન, હીંદુ જૈનનું વાડીલાલ સારાભાઇનું સેનેટોરીયમ છે. રૂ. ૨૦–૦–૦ અને રૂ. ૧૦–૦–૦

ના બ્લોકો છે. ડૉ. બીલીમોરીયાનું ક્ષયના દરદીયો માટેનું હોસ્પીટલ છે. ખાનગી સંસ્થા છે પણ બધાને લાભ મળે છે. પટણીનો બંગલો છે ટેકરી ઉપર. ટેબલ લેન્ડ કરી હવા ખાવાનું ખાસ સ્થળ છે. સીન સીનેરી સારી જોવાય છે. પાવર હાઉસ છે.

પંચગની પાણીના નળ નથી. કુવા ૭૦ ફુટ ઉંડા હોય છે. ક્ષયના દરદી માટે હવા ખાવાનું સારૂં સ્થળ છે. અહીંથી શીવાજીનો કમરગઢ કે જ્યાં શીવાજી રાજા મહારાજાને જીતી કેદ પકડતો હતો તે છે, બીજો પવનગઢ દેખાય છે. તે પણ શીવાજીનો કીલ્લો છે. દેવીનું મંદીર છે ત્યાં યુરોપીયનોએ બંગલા બાંધવા પ્રયત્ન કર્યો પણ દેવીના ચમત્કારથી બંગલા ન બંધાયા.

હરગોવનદાસ જીવણના અસલ બંગલાવાળાનું નામ.
જવેરચંદ પદમશી, ઠે. મુળજી રતનશીની કમ્પની;
૩૪૪, કાથા બજાર મુંબઈ.

યુરોપીઅનો અને પારસી વગેરે બીજી કોમો માટે લોજ હોટેલો છે. હિંદુ માટે ખાસ સગવડ નથી પહેલાં લોજ હતું. સીજનમાં લોજ થશે. બાકી હીંદુઓ માટે ખાસ ઉતરવા તથા ખાવા પીવાની સગવડ નથી.

## તા. ૧૧-૨-૩૪ રવીવાર

પંચગની રાધાકૃષ્ણનું મંદીર. જમનાદાસ લલ્લુભાઈનું ગણપતી અને શંકરનું દેવળ ગામમાં છે. તેના દર્શન કર્યા.

જમીને મહાબળેશ્વર ગયા. પંચગનીથી મહાબળેશ્વર ૧૨ માઇલ છે. તુલસીદાસ કેશવલાલ નો બંગલો (Lake View) છે ત્યાં ઉતર્યા મહાબળેશ્વરમાં મોટર માટે અમુક રસ્તા બંધ હોય છે. જુના મહાબળેશ્વર જોવા માટે રૂા. ૨–૦–૦ મોટરનો ટેક્સ આપવા પડે છે. જુના મહાબળેશ્વરમાં ગૌમુખીનું સ્થાનક સારૂં છે ડુંગરમાંથી જરણાં નીકળી સાત નદીઓ ભેગી થઇ ગૌમુખી ગંગા બને છે. જમખંડીના રાજાએ છાપરાનું કામ કરાવેલ છે અને કુંડનું બાંધકામ સતારાના શેઠે કરાવેલ છે. નદીઓના નામ–ભાગીરથી, કૃષ્ણા, વેણાં, કોથના, સાવીત્રી, ગાયત્રી, સરસ્વતી (સાત નદી). મહાબળેશ્વર સ્વયંભુશંકર છે જુનું પુરાણું મંદીર છે. અતિલેશ્વર મહાદેવનું મંદીર છે. જુના મહાબળેશ્વરમાં ગોરનું નામ કૃષ્ણભટ બાળભટ મહાબળેશ્વરકર છે.

આરથર સ્ટ્રીટ જુના મહાબળેશ્વરથી જોવાનું સ્થાન છે. ત્યાંથી ખીણુના વ્યુ બહુ સારા દેખાય છે. મહાબળેશ્વરમાં લગભગ ૨૦૦ બંગલા છે. પારસી યુરોરોપીયનો વગેરેની સારી હોટેલો છે. હીંદુઓ માટે બે લોજ છે એક ગુજરાતીની એક દક્ષીણીની.

૧ નેચરલ હીંદુ લોજ. ૨ દક્ષીણી.

ચાર્જ સીજનમાં રૂા. ૩ાા. વગર સીજન રૂા. ૨ાા. એક દિવસનાં

ખાલી જમવાના આખા દીવસના રૂ. ૧–૪–૦ એક વખતના ૦–૧૦–૦ ગુજરાતીનું લોજ સારૂં છે.

મહાબળેશ્વરથી ૧૨ માઇલ દુર ભવાની માતાનું મંદીર છે શીવાજીને જે દેવીએ તલવાર આપી હતી તે ગઢ ઉપર છે. પ્રતાપગઢ છે ત્યાં અફઝલખાનની કબર છે. જ્યાં શીવાજીએ અફઝલખાનને મારેલ હતો ને ત્યાંથી રાયગઢ વગેરે દેખાય છે.

## સતારા તા. ૧૨-૩-૩૪ સોમવાર

મહાબળેશ્વરથી પંચગની આવ્યા ત્યાં ચા પીધા પછી સતારા ગયા. સતારામાં કાળા રામજીનું મંદીર છે ત્યાં રેવાશંકર અને અંબાશંકર કરીને ભાઇઓ રહે છે ત્યાં બહાર ગામના માણસોને ઉતરવાની સગવડ થાય છે સતારામાં નવાવાડા જુનાવાડા કરીને શયાજી શાહુ મહારાજના જુના મહેલો છે. તે હાલ નીશાળ તથા કચેરી તરીકે વપરાય છે. જલ મંદીર નામનું માતાનું સ્થળ છે ત્યાં શાહુ મહારાજ રહેતા હતા હાલ ત્યાં અંબાજી માતાનું સ્થાન છે. સતારાથી ૫ માઇલ દુર રામદાસ સ્વામીની સમાધીનું સ્થાન છે ત્યાં ટેકરી ઉપર જવા ડોળી વગેરે મળે છે.

સતારામાં છોટુભાઇ રામકૃષ્ણદાસ ગવર્નમેન્ટ કોન્ટ્રેકટર છે. તે સારા માણસ છે. તેને ત્યાં ઉતારાની સગવડ થઇ હતી. ગામથી એક માઇલ ગણુપતી શંકરનું દેવળ છે. અસલ ગણુપતી અદ્રશ્ય થયા છે. નવી મુર્તી છે. શંકરને ફરતાં નાનાં બીજા ૧૨ લીંગ છે સ્થળ સારૂં છે.

# પંઢરપુર તા. ૧૩-૩-૩૪ મંગળવાર

## પંઢરપુરથી ઇંદોર

| | | | |
|---|---|---|---|
| માલશીરાથી | ૩૨ | ધુલીયા | ૩૧ |
| ટેમભુરની | | સોનગીર | ૧૩ |
| મીરજગામ | ૫૩ | શરપુર | ૩૦ |
| અહમદનગર | ૩૨ | જુલવાનીયા | ૧૧૬ |
| શેવગામ | ૪૦ | મહેશ્વર | ૩૨ |
| નેવાસા | ૨૮ | માનપુર | ૪૫ |
| ઔરંગાબાદ | ૨૪ | મહુ | ૧૪ |
| મનમાડ | ૫૫ | ઇંદોર | ૧૨ |
| માલેગામ | ૧૬ | | |
| | | | ૫૭૩ |

## ઇંદોરથી મથુરા

| | | | |
|---|---|---|---|
| દેવાસ | ૨૧ | શવપુરી | ૬૨ |
| શાહજાહાંપુર | ૩૬ | ગ્વાલીગર | ૭૮ |
| સરંગપુર | ૧૬ | ધોળપુર | ૩૭ |
| બીઆરા | ૩૮ | આગ્રા | ૬૬ |
| ગુના | ૫૯ | મથુરા | ૩૫ |
| | | | ૪૪૮ |

જમીને સતારાથી પંઢરપુર ગયા. સતારાથી પંઢરપુર ૮૯ માઈલ છે. રસ્તામાં કોરેગામ, મહાવાડ, શાગોલા, પંઢરપુર આવે છે. કોરેગામમાં પેટ્રોલ મળે છે પછી રસ્તામાં પેટ્રોલ મળતું નથી. જમનાદાસ લલ્લુભાઇની ધર્મશાળામાં

ઉતારો કરેલ છે. ચંદ્રભાગાના કીનારા ઉપર આવેલી છે. પંઢરપુરમાં નીચેના દેવસ્થાન છે.

નામદેવ, વીશ્નુપદ, ગોપાળપુર રામબાગ, પદમાવતી વ્યાસ આશ્રમ.

## તા. ૧૪-૩-૩૯ બુધવાર

ગોર ૧ વામન માધવ. ૨ બાલકૃષ્ણ નારાયણ.

નદીમાં ફરવાની હોડી છે. સામે કાંઠે શ્રી. મહાપ્રભુજીની બેઠક છે. નદીમાં પુંડરીક ગોવીંદ ગોપાલ મહારાજના ત્રણ મંદીર અગીયાર રૂદ્રનું મંદીર છે. ભકત લોકની સમાધી છે.

## તા. ૧૫-૩-૩૪ ગુરૂ. તા. ૧૬-૩-૩૪ શુક્ર

પંઢરપુરથી અહમદનગર ૧૨૦ માઇલ છે.

નીચે પ્રમાણે રસ્તો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | શેતફળ | ૧૮ | ૪ | કરમાલા | ૧૬ |
| ૨ | ટેમણુરની | ૧૮ | ૫ | મીરજગાસ | ૧૮ |
| ૩ | જેહુર | ૧૮ | ૬ | અહમદનગર | ૩૨ |
| | | | | | ૧૨૦ |

જેહુર તથા કરમાલામાં પેટ્રોલ મળે છે.

## તા. ૧૭–૩–૩૪ તા. ૧૮–૩–૩૪ તા ૧૯–૩–૩૪

## શની. રવી. સોમ. મંગળવાર અહમદનગર

પંઢરપુર થી અહમદનગર જવા સવારના ૧૧ વાગે નીકળ્યાં પંઢરપુર થી અહમદનગર ૧૨૦ માઇલ છે. રસ્તો સારો છે જોકે વચમાં ૨૦–૨૫ માઇલ રસ્તો બરોબર નથી.

કરમાલા પાસે અડધા માઇલ દુર દીલી કરીને ગામ છે ત્યાં પ્રાચીન તુળજાપુરી ભવાની માતાજીનું મંદીર છે. સ્થળ પ્રાચીન છે શીવાજીના વખતનું છે. અંદર કીલ્લો મોટા દરવાજા વગેરે છે. રસ્તામાં ટાયરમાં પંચર પડવાથી ૩ કલાક એ જગ્યાએ ખોટી થાવું પડેલ. રાતના આઠ વાગ્યે અહમદ-નગર પહોંચ્યા.

## તા. ૨૧ ૩–૩૪

બજાર જોઇ, રેલ્વેસ્ટેશન જોયું, ચાંદબીબીનો કીલ્લો જોયો. કેમ્પ વગેરે જોયું, ગામમાં વીજળી છે ગ્યાસના દીવા છે ગામ કરતાં કેમ્પના રસ્તા સારા છે. કંપાળનાં ૯ ૧૦ ઘર છે સગા રહે છે !

૧૦ માઇલ દુર તળાવ છે ત્યાંથીજ માઇલ દુર ડુંગરગઢ કરીને ગામ છે, ત્યાં રામચંદ્રજીએ બાણ મારી પાણી કાઢેલ

છે તે જગ્યા છે. શંકરનું દેવસ્થાન છે. મીણુમાં ગલ્લીમાં છે. તળાવમાંથી પાણી ગામમાં ગળાઈને નળવાટે આવે છે,

અહમદનગરમાં અમરેલીવાળા સાભાગ્યલાલ દેવશી બુવા અને જગજીવન જમનાદાસ મણારવાળા સગા અને ઓળખીતા છે.

૧ નવનીતરાય ગીરધરલાલ શીહારવાળા ગંજબજાર અહમદનગર.

૨ રતીલાલ જગજીવનદાસ ડુંગરવાળા મહેતા. આડતીયા બજાર, અહમદનગર.

૩ સૌભાગ્યલાલ દેવશી બુવા અમરેલીવાળા નવીપેંઠ, અહમદનગર,

૪ જગજીવન જમનાદાસ મણારવાળા ચીતલે રોડ. ફાટકની ગાડી નજીક અહમદનગર.

ગામથી પાંચ માઇલ વાંબરી કરીને ગામ છે ત્યાં લક્ષ્મણ બાવાની સમાધી છે. દર ગુરૂવારે ઘણાં માણસો ત્યાં દર્શને જાય છે. તેના ફોટો કાઇપણ બાજુથી જોઇએ તો સીધો જોનાર તરફ દેખાય છે.

તા. ૧૭-૩-૩૯ અનાથાશ્રમ જોવા ગયેલ વ્યવસ્થા સરસ છે.

# અહમદનગરથી અલહાબાદ

| | | | |
|---|---|---|---|
| મનમાડ | ૮૭ | ગુના | ૫૯ |
| માલેગામ | ૩૦ | શીવપુરી | ૬૨ |
| ધુલીયા | ૩૧ | જાંસી | ૬૦ |
| સોનમીર | ૧૩ | | ૩૦ |
| જુલવાનીયા | ૧૧૬ | | ૩૮ |
| માનપુર | ૭૫ | | ૨૬ |
| મહુ | ૧૪ | | ૪૪ |
| ઇંદોર | ૧૨ | કાનપુર | ૧૧ |
| દેવાસ | ૨૧ | | ૩૦ |
| શાહજહાંપુર | ૩૬ | | ૨૧ |
| સરંગપુર | ૧૬ | અલહાબાદ | ૫૪ |
| બીઆરા | ૩૮ | | |
| | | | ૯૨૪ |

## તા. ૨૨–૩–૩૪ ગુરૂ

અહમદનગરથી બપોરની ૩–૧૫ ની ગાડીમાં નીકળી રાતના ૭–૩૫ મનમાડ આવ્યા. ચત્રભુજ ખુશાલ મદ્રાસ વાલાની ધર્મશાળામાં ઉતારો કર્યો. ત્યાં ઉતરવા સીવાય કાંઇ સગવડ મળતી નથી, શેઠની ચીઠીની ખાસ જરૂર. બાકી વૈશ્ણવને પહેલાં લાભ આપે છે. ધર્મશાળાની બાજુમાં દક્ષીણીની વીશી છે. ગુજરાતી ઢબનું જમવાનું કરે છે મનમાડથી ૧૨–૫૦ ની ગાડીમાં નીકળી અલહાબાદ તા. ૨૪–૩–૩૪ ના રોજ સવારે ૧૦–૪૫ ના પહોંચ્યા.

## તા. ૨૩-૩-૩૪ શુક્ર   તા. ૨૪-૩-૩૪ શની

અલહાબાદના ગોર કેદારનાથ હાથીવાળા ધર્મશાળા મથુરાદાસ કલ્યાણજી પોરબંદરવાળાની તેમાં ઉતારો કર્યો ગોરનું ઘર બાજુમાં છે, સાંજના ટાંગામાં બેસી વેણીમાધવ શેષ નાગ ભારત દવાર પંડીત મોતીલાલજીનો બંગલા ગારડન મોટી બજાર વગેરે જોઇ શાક મારકીટમાંથી શાક લઇ ઘેર આવ્યા.

## અલ્હાબાદ તા. ૨૫-૪-૩૪ રવીવાર

સવારમાં બોટમાં બેશી પ્રયાગ તીર્થ ત્રીવેણી સંગમ ઉપર શ્રાદ્ધ સરાવ્યું. ત્યાંથી કીલ્લામાં પ્રયાગ વડ જોવા ગયા ઘણાં દેવસ્થાનો ત્યાં છે ત્યાંથી થોડે દુર હનુમાનજીની મૂર્તી પડેલી છે. લંકા દહન પછી ત્યાં સુતેલા છે તે મુર્તીને ત્યાંથી ખસેડવા ઘણા પ્રયત્ન કરેલ પણ ખસેલ નથી ત્યાં સોલ્જરોને જવાની મનાઇ છે. કીલ્લામાં ઓફીસ લશ્કર વગેરે છે કીલ્લો જોવા જવા દેતા નથી. જમના નદીમાં ગટર છોડે છે. સામે કાંઠે શ્રી. મહાપ્રભુજીના બેઠક છે હોડીમાંથી ઉતરી એકમાઇલ ચાલવું પડે છે. ગંગા જમના સરસ્વતી ત્રણ નદીનું સંગમ છે. એટલે ત્રીવેણી સંગમ કહેવાય છે. તે પ્રયાગરાજ તીર્થ છે.

ગામમાં દેવદર્શન તથા બજાર જોવા નીકળેલ પછી હોડીમાં બેસી ફરવા ગયેલ. શંકર દતાત્રેય મથુરાધીશ, રાધા કૃષ્ણ વગેરે મંદીરમાં ગયેલ. પંચમુખી શંકર તથા જમનાજી

ઉપરનો રેલ્વે પુલ જોયા. ઉપર રેલ ગાડી ચાલે છે, નીચે ગાડી ઘોડા માણસ ચાલે છે.

## બનારસ કાશી તા. ૨૭-૩-૩૪

અલ્હાબાદથી સવારનાં ૯-૫ ની ગાડીમાં બનારસ આવ્યા બનારસ કેન્ટોન્ટમેન્ટ સ્ટેશને ઉતર્યા, કાશીના ત્રણ સ્ટેશનો છે. બનારસ સીટી, કેન્ટોનમેન્ટ—કાશી ગામમાં હીંદુ માટે ગુજરાતીની સાત- આઠ ધર્મશાળા છે. રેવાબાઇની ધર્મશાળામાં બધી સગવડો છે. બજારમાં મોટા રસ્તા ઉપર ધર્મશાળા છે ગોર નારાયણ ગણેશ છે તેના પીત્રાઇ ભીખુ પણ છે બન્નેના ચોપડામાં નામ છે ઉતરવાનું ગોરને ત્યાં રાખેલ છે કાશીમાં ગલ્લીઓ સાંકડી છે ગલ્લીની સડકો પથ્થરની બાંધેલી હોય છે. ગામ ગંદુ અને સાંકડું છે ઘાટ બાંધેલા હોય છે. કાશી વીશ્વનાથનું જુનું મંદીર અત્યારે મસીદ છે. બાજુમાં કાશીવીશ્વનાથનું દહેરૂં છે આજુબાજુમાં દેવમંદીર સારા છે હવેલી છે જુદાજુદા દેવસ્થાનો છે બજાર મોટી છે લાકડાના પત્થરના રમકડાં મુર્તીયો તથા તાંબા પીતળના ઠામ વાસણોની બજાર સારી છે. સામે કાઠીયાવાડ ગુજરાત હીંદુ લોજ છે જમવાની સગવડ સારી છે.

કાશીનાગોર નારાયણ ગણેશ, હનુમાન ગલી, ચોખરમાં બજાર, બનારસ સીટી,

બનારશી શેલાં તથા રેશમી કાપડ સારૂં મલે છે. સાંજના હોડીમાં બેશી બધા ઘાટોના દર્શન કર્યાં. ગંગાજી નદી

કીનારે રાજા મહારાજા તથાં શ્રીમંતોના બંધાવેલા ઘાટો તથા મકાનો છે દેખાવ બહુ સુંદર લાગે છે નીચે પ્રમાણે ઘાટો છે.

૧ લલીતા ઘાટ
૨ મણીકર્ણીકા ઘાટ
૩ ગણેશ ઘાટ
૪ ભોંસલે ઘાટ
૫ ગ્વાલીયર ઘાટ
૬ વડોદરા ઘાટ
૭ નીર ઘાટ
૮ જયપુર ઘાટ
૯ દશાશમેઘનો ઘાટ
૧૦ હોલકરનો ઘાટ
૧૧ દરભંગાનો ઘાટ
૧૨ પુનાવાલાનો ઘાટ
૧૩ ચોસઠી ઘાટ
૧૪ પહાડે ઘાટ
૧૫ પેશ્વા ઘાટ
૧૬ કેદાર ઘાટ
૧૭ બંગાળી ઘાટ
૧૮ હનુમાન ઘાટ
૧૯ શીવાલા ઘાટ
૨૦ તુળશી ઘાટ
૨૧ રાણી સુરસવાળાનો ઘાટ
૨૨ વીજયનગરનો ઘાટ
૨૩ હરીચંદ્ર ઘાટ
૨૪ જૈન મહા વીદ્યાલય
૨૫ પાંચાકોટના રાજા બહાદુરનું મકાન

ગંગાજી નદીકાંઠે બે શમશાન છો મુડદાને બાળી તરતજ રાખ ગંગાજીમાં નાંખે છે ગંગાજીમાં ગટર છોડે છે નદીમાં ખાનગી તથા ભાડેથી હોડકા ફરવા માટે મળે છે હરીચંદ્ર રાજાની ઝુપડી તથા રાણી તારામતી રોહીતની પ્રતીમા છે.

પંચકાશી દેવતાનું મંદીર છે આકાશ પાતાળ આખા ભુમંડળ સમસ્તના મુખ્ય મુખ્ય દેવોની પ્રતીમા હોય છે.

બાર જ્યોતીલીંગની મુર્તી છે પંચકોશી દેવત્રયીની ચોપડી મળે છે તે લેવા જેવી હોય છે.

સવારના હોડીમાં બેશી રામનગર ગયા ત્યાં રાજાનો બંગલો છે. તે જોવા લાયક છે. ઘાટ બાંધેલ છે ત્યાં ગંગાજી વ્યાસજી શંકરના દહેરાં છે રાજાના બંગલામાં જુદા જુદા રાજાઓના *ફોટાઓ છે અને તેના જુદા જુદા બેઠકના ખંડ વગેરે છે દીવાલ તથા છતમાં હાથના ઓઇલ પેઇન્ટીંગના ચીત્રો છે. તેની તીજોરી ત્યાં છે હથીયાર બંધ પોલીસનો પહેરો હોય છે રેશમ બજાર તથા ચાંદીની બજારમાં ફરી કાશી વીશ્વનાથના દર્શન કરી ઘેર ગયા.

## તા. ૩૦-૩-૩૪ શુક્રવાર

મણીકર્ણીકાઘાટ ઉપર સરાવ્યું. ગંગાગોર જુદા ગોર હોય છે બ્રહ્મભોજન કરાવ્યું. સાંજના રાજા મોતીચંદનો બાગ તથા બંગલો જોવા ગયેલ, પછી બજારમાં થઇ વીકટોરીયા પાર્ક જોઈ કાશી વીશ્વનાથના દર્શન કરી ઘરે આવેલ, માલવીયાજીની હીંદુ યુનીવરસીટી પાંચ માઇલ દુર થાય છે તેથી ત્યાં જોવા ગયેલ નથી. ટાંગાના કલાકના બાર આનાના હીસાબે ભાડે રાખી ફરવા ગયેલ હતા. સુગંધી તેલ. તમાકુ, સોપારી, અત્તર વગેરે ચોકખું મળે છે. અને તેની ચોકમાં બે ચાર મોટી દુકાનો હોય છે.

## તા. ૩૧-૩-૩૪

ઠઠેરી બજારમાંથી રેશમી કાપડ ખરીદ કર્યું નીચે પ્રમાણે ઘાટ જોયા.

રામઘાટ, બાલાઘાટ, પંચગંગા ઘાટ, છોટામુનીનો ઘાટ, ગોપઘાટ, હોડીમાં બેસી દશાશ્વમેધ ઘાટ ઉપર આવ્યા ત્યાંથી કાશીવીશ્વનાથ અન્નપૂર્ણા વગેરેના દર્શન કરીને ઘેર આવ્યા. કાશીની કરવતનું સ્થાન જોવા ગયેલ. નીચે ભોંયરામાં શંકરનું સ્થાન છે. અંદર જવાતું નથી. અસલ ત્યાં કરવત મુકાતી હતી.

## સાત હવેલી છે.

શ્રી ગોપાળલાલજી
શ્રી દાઉજી
શ્રી રણછોડલાલજી
શ્રી દેવકીનંદજી
શ્રીનાથજી
શ્રી મુકુંદરાયજી
શ્રી ગીરધરલાલજી

સાતે હવેલીના દર્શન કરી ઘરે આવ્યા. કાળભૈરવનું મંદિર છે.

## તા. ૨-૪-૩૪ સોમવાર

૧૧ લઘુ રૂદ્રી કરાવી. દુધનો અભીષેક કરાવ્યો દુધ ૧ મણ ૧૧ શેર.

કબીર આશ્રમ જોયો.

## તા. ૩–૪–૩૪ મંગળવાર

કાશીથી બપોરની ૩ વાગ્યાની ગાડીમાં દહેરાદુન એકસપ્રેસમાં ગયાજી આવ્યા. મહેંદી બાગમાં ગોર શ્યામલાલ વીઠલને ત્યાં ઉતારો કરેલ છે.

## તા. ૪–૪–૩૪ બુધવાર

સ્ટેશન ઉપર તથા પોસ્ટ ઓફીસ બજાર વગેરે જોવા ગયા.

## તા. ૫–૪–૩૪ ગયાજી

ફાલ્ગુ તથા વીશ્નુપાદ એ શ્રાધ કરાવ્યા. સાંજના બુધ્ધ ગયા જોવા ગયા. ગયાજીથી ૫–૬ માઇલ દુર છે અસલ બુદ્ધનું સ્થાન છે. પ્રાચીન દેવસ્થાન છે. બુધ્ધ ભગવાનને અહીંઆ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ચીના જાપાની વગેરે વધારે શ્રધ્ધા ધરાવે છે. જુની દેવ મુર્તીનું મ્યુઝીયમ છે.

## તા. ૭–૪–૩૪ શનીવાર ગયાથી પુરી

અક્ષય વડ ઉપર શ્રાધ સરાવ્યું આજુબાજુ દેવસ્થાનો છે, રાતના ૧–૩૦ વાગ્યાની ગાડીમાં જગન્નાથપુરી ગયા.

ગોમાટ તથા ખડગપુર થઇ તા. ૮–૪–૩૪ રવીવાર સવારના પુરી આવ્યાં. ધનજી મુળજીની ધર્મશાળામાં ઉતર્યા.

જગદીશના મંદીરમાં દર્શન કર્યાં પ્રસાદ મંદીરમાંથી ગોર તરફથી આવેલ તે લીધો. બે વખત યજમાનોને પ્રાસાદ આવે છે. સવારે મીઠું દહીં વગેરે, બપોરે દાળ ભાત શાક વગેરે. અહીં ૧૨ ધર્મશાળાઓ છે.

સાંજના મોટરમાં ફરવા ગયા હતા

## તા. ૮-૪-૩૪ પુરી

માર્કંડ તળાવ, ચંદ્રતળાવ, ઈંદ્રદમન તળાવ, જનકપુર જુનું જગદીશનું મંદીર દરીયા કીનારે હનુમાનજી તથા ચક્રવેલ વગેરે દેવસ્થાનો જોઇ પછી દરીયા કીનારે ગયેલ હતા વસ્તી ૫૦૦૦૦ ની છે. કલકતાના બંગાળી લોકોએ દરીયા કીનારા ઉપર બંગલા ઘણા બંધાવ્યા છે. શહેર વધતું જાય છે હોટેલો પણ ઘણી છે. જગદીશની મુર્તિ અડધી છે હાથપગ નથી.

ભગવાન સુતારનું રૂપ લઇ ઈંદ્રદમન રાજાના દરબા-બારમાં આવેલ અને એકવીસ દીવસમાં ભગવાનની મુર્તી બનાવવા કહેલ પણ શરત કરેલ કે મારૂં કામ એકવીસ દીવસ સુધી કોઇએ જોવું નહીં. એક ઓરડામાં સામાન લઇ ભગવાન બેઠા. અંદરથી કામકાજનો કાંઇ અવાજ નહીં આવતો હોવાથી રાજાની ધીરજ રહી નહીં. એટલે જબર-દસ્તીથી દરવાજા ખોલ્યા. તો અડધી મુરતી થયેલ કરારનો ભંગ થતાં સુતાર રૂપે ભગવાન અંતરધ્યાન થઇ ગયા. પછી

તે અડધી મુર્તી રહી ગઇ. રાજાને અફસોસ થયો પછી આકાશવાણી થઇ અને સોના રૂપાના હાથપગ બનાવવા રાજાને કહ્યું એટલે મુર્તિ અડધી છે કૃષ્ણ અને બળદેવના ચરડા સ્વરૂપો છે.

## તા. ૯–૪–૩૪ સોમવાર.

પાશેર ખીચડીનો રૂ. ૧૦૪–૦–૦ નો અટકો કરેલ છે. સાંજના દરીયા કીનારે ફરવા ગયેલ બજારમાં થઇ ધર્મશાળામાં આવેલ.

## તા. ૧૦–૪–૩૪ મંગવાર

દેવદર્શન રૂ. ૫–૦–૦ માં ચંડી પાઠ કરાવ્યો. ગરી-બોને જમાડી રાતની ગાડીમાં ૮–૨૫ ના અયોધ્યાજી જવા માટે રવાના થયા.

## તા. ૧૧–૪–૩૪ બુધવાર અયોધ્યાજી

ખરગપુર, ગોમાટા અલહાબાદ થઇ અયોધ્યાજી આવ્યા.

અયોધ્યાજીના ત્રણ સ્ટેશન છે ફૈઝાબાદ જંકશન. ફૈઝાબાદ સીટી અને અયોધ્યા. ગાડી ફૈઝાબાદ જંકશને ખલાસ થાય છે. જંકશનથી અયોધ્યા ચાર માઇલ થાય છે. ટાંગાનો રૂપીયો એક ભાડાનો લે છે. કરમશી દામજીની ધરમશાળા માં ઉતારો કર્યો છે. ગોર રામચંદ્ર છેલબીહારી છે. સાંજના ટાંગામાં બેશી દેવદર્શન કરવા ગયા સરયુનદી પાસે છે.

## આરા બધા બાંધેલા છે. જોવા જેવા મંદીરો.

૧ કનકભુવન. ૨ રત્ન સીંહાસન રાજગાદી. ૩ જન્મસ્થાન. ૪ જન્મભુમી. ૫ હનુમાન મંદીર. ૬ નાગેશ્વર મહાદેવ.

૭ ત્રેતાનાથ રામચંદ્રજીનું મંદીર છે. દીવસના મંદીર ખુલતું નથી. રાતના ખુલે છે. રૂા સવાનો કર છે. કર પુજારી લે છે. કર ભરે તેને દર્શન કરાવે છે. ગોરનું મંદીર છે.

## તા. ૧૩-૪-૩૪ શુક્રવાર

જન્મસ્થાન, કોપભુવન, ચોવીશ અવતાર, રાજાના મહેલ વગેરે જોયાં. સરયુ કીનારે બેસી નાવમાં ફરવા ગયા. રાતના દર્શન કર્યાં.

## તા. ૧૪-૪-૩૪ મનમાડ.

સવારની ગાડીમાં અયોધ્યાથી નીકળી ૧૦ વાગ્યે અલહાબાદ આવ્યા ત્યાંથી સાંજના ૫-૨૦ ની ગાડીમાં નીકળી મનમાડ તા. ૧૫-૪-૩૪ ના રોજ આવ્યા. સાંજે ગામમાં ફરવા નીકળ્યા.

મનમાડ દે દિવસ રહ્યાં.

## તા. ૧૭-૪-૩૪ મંગળવાર

મનમાડથી નાશીક આવ્યા પરમાણંદ ભુવનમાં ઉતર્યા. અને ત્યાંથી મુંબઇ આવ્યા.

——o——

# મુંબઇથી હરદ્વાર

## યાત્રા નં. ૨.

મોટરની મુસાફરી :- નાશીક, ધુળીઆ, શીરપુર, ગુના, શીવપુરી, લશ્કર, ગ્વાલીઅર, આગ્રા, મથુરાજી, વૃન્દાવન, શ્રીદાઉજી, ગોકુલ, કામવન, મથુરાજી, ગીરીરાજ, અને દીલ્હી.

ટ્રેનની મુસાફરી :- દીલ્હીથી હરદ્વાર

મોટરમાં વળતી મુસાફરી :- મથુરા, જયપુર, કોટા, જાલરાપટન, ઉજ્જન, ઇન્દોર, ધુળીઆ, નાશીક, ત્રંબક અને મુંબઇ.

**તા. ૧૨-૩-૩૬ મુંબઇથી નાશીક ૧૧૪ માઇલ**

મુંબઇથી સવારના ૧૧ વાગે નીકળી સાંજના ૬-૧૫ વાગ્યે નાશીક આવ્યા.

થાણા કસારા શાપુર થઇ ઇગતપુરી પહોંચ્યા, ત્યાં ચા પાણી પીધાં નાશીકમાં પરમાણંદ ભુવનમાં ઉતર્યા. ભાવનગર

વાળા મનોરદાસ છગનલાલને ત્યાં સાંજના જમવાનું રાખેલ. ઘાટકોપર પાસે એક વખત પંકચર પડેલ તે સીવાય રસ્તામાં કાંઇ હરકત આવેલ નથી.

મુસાફરીમાં સાથે મારા પત્ની નંદલાલભાઇ, રસોયો ગોરધન તથા ડ્રાઇવર દત્તુ સાથે હતા. જુની ફોર્ડ મોટર નંબર ૨૧૦ માં મુસાફરી કરી હતી. મુંબઇથી નાશીક જતાં છ વખત ટોલ આપવો પડે છે.

## તા. ૧૩–૩–૩૬

સવારના ૧૧-૪૦ વાગે નાશીકથી શીરપુર જવા રવાના થયા. મનોરદાસ છગનલાલ જમવામાં સાથે હતા. નાશીકથી પીંપલગામ ચાંદુર માલેગામ ધુલીયા સોંગીર નારવાડાને શીરપુર. શીરપુરમાં રાત રહ્યા. નાશીકથી શીરપુર ૧૩૩ માઇલ.

## નાશીકથી ધુલીયા અને શીરપુર

નાશીકથી ધુલીયા જતાં રસ્તો સારો આવે છે. પેટ્રોલ માલેગામ ધુલીયા તથા શીરપુરમાં મળે છે. શીરપુર બોમ્બે આગ્રારોડથી ૨ માઇલ રસ્તાની બાજુમાં અને બોમ્બે આગ્રા રોડ ઉપર જવા માટે ફરીથી તે રસ્તા ઉપર પાછું આવવું પડે છે. નાશીકથી શીરપુર જતાં રસ્તામાં આઠ જગાએ ટોલ આપવો પડે છે. શીરપુરમાં બે ધર્મશાળામાં છે એક લાડ વાણીયાની બીજી ચત્રભુજ શેઠની. ધર્મશાળામાં ખાસ

સગવડ નથી. રાતવાસો રહેવા પુરતું ઠીક છે. સંડાસ પાણી વગેરેની સગવડ કંઈ નથી.

તે ઉપરાંત મુનીસીપાલીટી તરફથી ચાલતી ધર્મશાળા છે પણ તેમાં દરેક કોમના માણસો ઉતરે એટલે તેમાં ઉતરવામાં સગવડ ભર્યું નથી.

સવારના દસ વાગ્યે શીરપુરથી નીકળી સાંજના પાંચ વાગે ઇંદોર આવ્યા. ૧૩૫ માઇલ થાય. રસ્તામાં ત્રણ જગ્યાએ ટોલ અપાય છે.

## શીરપુરથી ઇંદોર ૧૩૫ માઇલ

## તા. ૧૫-૩-૩૬ રવીવાર

શીરપુર – હાડાખંડ – નર્મદાપુલ બે વરસથી નવો બંધાવ્યો છે. ત્યાં ટોલના રૂ. ૨-૦-૦ લેવાય છે, રસ્તામાં ગામ સુલાલપાલાસનેર ખાલાઘાટ હાડાખંડ માનપૂર, મઉ અને ઇંદોર આવે છે અને રસ્તામાં ઘાટ બહુ આવે છે. રસ્તો ડુંગરાળ છે.

ઇંદોરમાં સર હુકમીચંદ સ્વરૂપચંદની ધર્મશાળામાં ઉતારો રાખ્યો. ત્યાં જગ્યા વીશાળ અને બધી જાતની સગવડ છે ઠામ વાસણ ગાદલાં વગેરે સગવડ મળે છે. નર્બદાપુલ ઉપર ચા–પાણી તથા વીશ્રાંતી લીધેલ હતી.

સવારના ભોમીયાને સાથે લઇ ગામમાં ફરવા ગયા હતા. પરચુરણ ખરીદી કરી. જુદી જુદી બજારો જોઈ

ગોપાલ મંદીર શંકરના મંદીર શ્રી. ગોરધનલાલજીની હવેલીમાં ગયા. શ્રી. મદનલાલજીનું મંદીર છે. શેઠ હુકમચંદનું જૈન મંદીર છે. તે જોયું; તેનું રહેવાનું મકાન જોયું રાજમહેલ જોયો, સ્ટેશન તરફ થઇને ઉતારે આવ્યા. સાંજના સર હુકમીચંદનો બગીચો જોયો હુકમીચંદની મુલાકાત થઇ ત્યાંથી લાલ બંગલે ગયા પણ રજા સીવાય જોવા દેતા નથી. પછી લોખંડ બજાર થઇ ઉતારે આવ્યા.

## તા. ૧૬-૩-૩૬ ગુના.

ઈંદોરથી સવારના ૬ વાગે નીકળી ગુના રાતે રહ્યા ગુનામાં આગ્રારોડ ઉપર મુંબઇવાળા શેઠ મુલચંદ કોઠારીના બગીચામાં રાત રહ્યા શેઠ હઠીલાલનો બગીચો કહેવાય છે. ઇંદોરથી રસ્તામાં દેવાસ માકસી, શાજીપુર, સારંગપુર પીચોર, બીસોરા અને ગુના આવે છે.

બીસોરા અને ગુનામાં પેટ્રોલ મળે છે.

ઈંદોરથી ગુના ૧૭૩ માઇલ થાય છે.

રસ્તામાં એક વખત ૫૦ માઇલ આવતા પંકચર પડેલ હતું સારંગપુરથી ૬ માઇલ ઉપર રસ્તામાં નેરામાં નાસ્તા પાણી કરી ૧॥ દોઢ કલાક આરામ કર્યો હતો અને સાંજના ૪ વાગે ગુનામાં આવી પહોંચેલ હતા.

## તા. ૧૭-૩-૩૬ શીવપુરી.

ગુનાથી સવારે ૧૦ વાગે જમીને નીકળ્યા રસ્તામાં શીવપુરી મોટું ગામ છે. બીજા નાનાં

ગામો આવે છે રસ્તામાં નદી નાળાં ઘણાં આવે છે. રસ્તો સારો અને સીધો છે. શીવપુરી ગ્વાલીયર રાજ્યનું મોટું ગામ છે ઉનાળામાં દરબારી ઓફીસો ત્યાં જાય છે. જૈનના મંદીરો છે અને સીંધીયા દરબારની છત્રી છે. ગ્વાલીયરનું મુખ્ય શહેર લશ્કર છે ગ્વાલીયર, લશ્કર, મોરાર ત્રણ ગામ છે બબે માઇલને આંતરે છે. દરબારી ઓફીસો, કોલેજ, નીશાળો વગેરે લશ્કરમાં છે. શહેરમાં રસ્તા સારા અને મકાનો બાગ બગીચા જોવા લાયક છે.

## લશ્કર

વસ્તી ૮૦૦૦૦)ની ગણાય. મકાનો સારા અને જોવા-લાયક છે. ફુલબાગમાં રાજમહેલ છે. શીખ, મુસલમાન અને હીંદુઓના મંદીર એકજ લાઇનમાં સાથે છે તે બધાનો સંપ બતાવે છે. લશ્કરમાં ભાવનગરવાળા માણેકલાલના મોટા ભાઇ પોપટલાલને ત્યાં ઉતર્યા હતા. તે એગ્રીકલચર ફારમના ઉપરી છે. તેથી ઓફીસનો માણસ સાથે આવી તમામ બતાવેલ હતું. હાથી ૨૫ લશ્કર ૮૦૦૦ નું છે અઢી કરોડની ઉપજવાળું શહેર છે. ગોપાળ મંદીર, દત્તાત્રય માર્કંડ શંકર હનુમાનજી વગેરે જોવા લાયક મંદીરો છે. સીંધીયા સરકારની છત્રીઓ જોવા જેવી છે. ચીડીયાખાનું ફુલબાગ વગેરે જોવાલાયક છે. ગ્વાલીયરનો જુનો કીલ્લો ટેકરી ઉપર છે. ત્યાં હાલ સરદારોના છોકરાની નીશાળ તથા રહેવાના સ્થળ છે.

સવારના ગ્વાલીઅરનો કીલ્લો વગેરે જોવા ગયા. કીલ્લાની તળેટીમાં કોટેશ્વર મહાદેવ છે ત્યાં શીવરાત્રીમાં મોટો મેળો ભરાય છે. અને રાતના બાર વાગે પૂજા કરવામાં આવે છે. કીલ્લા ઉપર ચઢાણ બહુ છે મોટર જાય છે પણ ઘણે ભાગે મોટર પહેલા દરવાજા ઉપર રહે છે. ત્યાં આરકીઓલોજીકલ મ્યુઝીયમ છે. જોવાના દર માણસ દીઠ બે આના આપી પાસ કઢાવાય છે ઉપર સુરજકુંડ સાધુની સમાધી મહુરાઘાટનું દહેરૂં જોવા લાયક છે. સીંધીયા સ્કુલ છે. ત્યાં સરદારોના છોકરા ભણે છે કીલ્લા ઉપર સરદારોના બંગલા છે. રાજા માનસીંહનો પુરાણો મહેલ છે. તેની રાણી ગજરાબાઈના પણ મહેલ છે. કીલ્લો ઉતરતાં ચઢાણ વધારે છે તે રસ્તે મોટર જાતી નથી. ઉપર સીંધીયા સ્કુલના પ્રીન્સીપાલ તથા સ્ટાફનાં મકાનો છે. પાણીના ટાંકા જૈનોની મુર્તી વગેરે કોતર કામ છે. કીલ્લાનો ઘેરાવો ૨ માઈલનો છે.

મ્યુઝીયમમાં ગ્વાલીયર તથા આજુબાજુમાંથી નીકળેલી દેવદેવીઓની મુર્તી વગેરે છે. કીલ્લો જોવા લાયક છે.

સાંજે ગ્વાલીયર પોટરીઝ વર્કસ કે જેમાં માટીમાંથી જાત જાતના વાસણો બરણીયો વગેરે હરેક પ્રકારની ચીજો બને છે તે જોયું. ત્યાંથી રાજ્યની ટંકશાળ ચાંદી લોઢું બનાવટનું કારખાનું જોયુ. ચાંદીના કારખાનામાં વાસણ સારાં બને છે. કારીગરી મજાની થાય છે. વર્કશોપમાં રાજ્યનું તથા બહારનું રીપેરકામ તથા નવું કામ થાય છે. રેલ્વેનું કામ પણ થાય છે.

સવારના જમીને ૧૧ વાગ્યે આગ્રા ગયા. લશ્કરથી આગ્રા ૭૦ માઇલ થાય છે. વચમાં ધોળપુર સ્ટેટ આવે છે. રસ્તામાં ચંબલ નદી આવે છે. ત્યાં ટેકસીનો રૂ. ૧–૮–૦ લેવાય છે. તેનાં ઉપર કાચો બંધ છે. આગ્રામાં તાજમહાલ જોયો. શાહજહાન તથા મુમતાજ બેગમની કબર છે. જમના નદીના કીનારા ઉપર આરસનો મકરબો છે. વીશાળ જગ્યા રોકી છે. હરેક દીશાએ મોટા દરવાજા તથા મુસાફરોને ઉતરવાની જગ્યા છે. પત્થરનું નકશી કામ સારૂ છે. ત્યાં ચા પાણી પીધા પછી આગ્રાનો કીલ્લો જોવા ગયા. મોગલ શહેનશાહના મહેલો છે. ત્યાંથી પત્થરનું તારીખયું લીધું તથા ડાબલો એક લીધો. કીલામાં નીચે મુજબ જોવાની મુખ્ય જગ્યા છે.

અંગુરી બાગ રાણી જોધબાઇનું મંદીર, ચંદનનો દરવાજો, નુરજહાંનનો મહેલ, રોશનઆરાનો કમરો બાંદી-ઓને કેદમાં રાખવાના ભોંયરાં શાહજહાંનનો મહેલ દીવાને ખાસ આસન બેઠક હોજ પુંવારા ચમેલી મહેલ બાથરૂમ નિમાજ પઢવાની જગ્યા મોતી મસ્જીદ કસોટીના પત્થરનું આસન વગેરે જોયાં ત્યાં આરસની કારીગરીની ચીજો વેચવાની દુકાનો હોય છે. તાજમહાલમાં પણ દુકાનો હોય છે. ત્યાં ભોમીયા મળે છે પણ ત્યાંના ચોકીદાર સીવાય બીજા બહારના ભોમીયા વીશ્વાસ કરવા યોગ્ય નથી. જોવા યોગ્ય છે આગ્રાથી મથુરા ૩૩ માઇલ છે સાંજના મથુરાજી આવ્યા જમના નદી ઉપર હરજીવન ધારશીની ધર્મશાળામાં ઉતર્યા.

ત્યાં ગાદલા ગોદડાં વાસણ વગેરેની ગોઠવણ થાય છે.

મોટર રીપેર કરાવી. ટ્યુબ રીપેર કરાવી. સુંદરજી સંઘવીને ત્યાં બધાને જમવાનું હતું ગામમાંથી પરચુરણ ચીજોની ખરીદ કરી.

## મથુરાજી તા. ૨૧-૩-૩૬ શનીવાર

સવારના ઘાટ જોયા. બજારમાં થઈ શાકભાજી લઈ હવેલીમાં દર્શન કર્યા સુંદરજી સંઘવી વગેરે જમવામાં સાથે હતા. બપોરના ઘાટ ઉપર થઈ હોડીમાં ફર્યા અને પછી ટાંગામાં બેસી પાંચ માઈલ ઉપર ગંગા નહેર છે ત્યાં સુંદરજી સંઘવી સાથે નાવા સાંજના ગયા.

## વૃંદાવન તા. ૨૨-૩-૩૬ રવીવાર

સવારના ઘાટ ઉપર દેવદર્શન કરી બજારમાં ફર્યા પરચુરણ ખરીદ્રી કરી વૃન્દાવન ગયા. મથુરાથી પાંચ માઈલ થાય છે સડક છે. વૃન્દાવનમાં શ્રી જમુનાજીના કિનારા ઉપર ઘાટ સારા બાંધેલા છે. પણ યમુનાજી ત્યાં નથી પાણીનું વહેણ ફરી ગયું છે એટલે શોભા નથી શ્રી કૃષ્ણ ચરીત્રની અસલ જગ્યા ત્યાં ઘાટા નીચે મુજબ છે.

૧ સુરજ ઘાટ ૨ પ્રવીન ઘાટ ૩ નાભા ઘાટ ૪ ગોપાળ ઘાટ ૫ કાલીન્દીઘાટ

કાલીયા નાગને નાથેલ તે અસલ જગ્યા ઉપર કદમનું

ઝાડ છે. વૃન્દાવનમાં જ્યાં શ્રી કૃષ્ણ રાસ રમેલ અને લીલા કરેલી તે ગલી નીચે મુજબ છે.

૧ દાણગલી ૨ માનગલી ૩ જમનાગલી ૪ કુંજગલી

નંદ યશોદાજીનું ધામ ચીરઘાટ છે કે જ્યાં શ્રી કૃષ્ણે વસ્ત્ર હરણ કરેલ હતાં અને સેવા વને છે જ્યાં રાસલીલા રમાઇ હતી અને રાધાજી થાકી જતાં કૃષ્ણે ચરણ દાબ્યાં એટલે તેનું નામ સેવાવન રાખેલ છે. તે ચમત્કારીક છે. ત્યાં આરતી પછી કોઈથી રહેવાતું નથી. શ્રી મહાપ્રભુજીની બેઠક છે. મંદીરો ઘણાં છે. તેમાં ગ્વાલીયરના રાજાનું મંદીર અને સોનાના સ્થંભવાળું મથુરાજીના લક્ષ્મીચંદ શેઠનું મંદીર મજાનું છે. સાત દરવાજા છે અને ભવ્ય છે. લખનૌવાળા શેઠનું આરસપહાણનું મંદીર મજાનું જ્યપુરના મહારાજાનું પણ મંદીર છે. બંસીવટ ગોપાળભુવન. વૃન્દાવન મોટું છે, રસ્તા પથ્થરના બાંધેલા છે. વસ્તી ઘણી પણ દેખાવ ઓછો. સાંજના મથુરાજી આવ્યા નાવમાં બેસી ઘાટોનાં દર્શન કર્યાં.

૧ વીશ્રામઘાટ ૨ યોગઘાટ ૩ શજ ઘાટ ૪ પ્રયાગ ઘાટ ૫ શ્રંગાર ઘાટ ૬ શ્યામ ઘાટ ૭ રામ ઘાટ ૮ કનખટ ઘાટ. ૯ તંદુકઘાટ ૧૦ સુરજ ઘાટ. ૧૧ ધ્રુવ ઘાટ ૧૨ મોક્ષી તીર્થ ૧૩ રામનકોઠી. ૧૪ બુધ્ધતીર્થ ૧૫ ગોરણી ઘાટ ૧૬ સારંગીઘાટ ૧૭ ગણેશતીર્થ ૧૮ દશાશ્વમેઘઘાટ ૧૯ ઘંટાવરણ ૨૦ કીસન ગંગા ૨૧ સોમતીર્થ ૨૨ બાજદેવ ઘાટ ૨૩ વારાક્ષેત્ર ૨૪ અમીકુંડ ઘાટ ૨૫ મણી કર્ણીકાઘાટ ૨૬ ગોઘાટ.

**ચાર કુંડ** — ૧ સ્વસ્થળ કુંડ ૨ બળભદ્રકુંડ ૩ સરસ્વતી કુંડ ૪ મહાવીદ્યાકુંડ.

**મહાદેવ** — ૧ પીપળેશ્વર મહાદેવ ૨ રંગેશ્વર ૩ ભુતેશ્વર મહાદેવ ૪ ગોકલેનાથ મહાદેવ

**દેવીઓ** ૧ ચર્ચકાદેવી ૨ કંકાલીદેવી ૩ મહાવીદ્યા દેવી, ૪ ચામુંડાદેવી ૧ જમનાબાગ ૨ મ્યુઝીયમ ૩ જન્મભુમી ૪ કંસનો કીલ્લો ૫ કંસની કચેરી.

## તા, ૨૩-૩-૩૬

સવારના વિશ્રામઘાટ ઉપર અમાસ હોવાથી સ્નાન વીધી કરી પુજા કરી સ્નાન કર્યું સવારના આજુબાજુ દેવ દર્શન કર્યા સાંજના ગંગા નહેરમાં નહાવા ગયા પણ રેતી વધારે હોવાથી અને રસ્તો ખરાબ હોવાથી ત્યાં ગયા નહીં. રસ્તા નજીક ધર્મશાળા અને વાડીમાં બેસી ભાંગ પીધી પછી બાળો ભયાકુંડ જન્મભુમી કંસનો અખાડો કંસની કચેરી હાથી મેલ રંગેશ્વર મહાદેવ ભુલેશ્વર મહાદેવ કારાગૃહ જુની મથુરા જમના બાગ વગેરે જગ્યાઓ જોઇ વીશરામ ઘાટ ઉપર આરતીના દર્શન કરી હોડીમાં બેસી ઉતારે આવ્યા. છાંવણી જોઇ. મધુવનમાં શ્રી મહાપ્રભુજીની બેઠક છે અને ધ્રુવજીએ તપ કરેલ છે. તે ધ્રુવનું મંદીર છે ત્યાં ધ્રુવજીને ભગવાન પ્રસન્ન થયા હતા.

## તા. ૨૪–૩–૩૬ મંગળવાર ચૈત્ર વદ ૧

સવારના ઘાટ ઉપર હવેલીમાં દેવ દર્શન કર્યા. બપોરના ગોર ગોવીંદના અખાડા ઉપર ગયા પછી ફરીને જમના બાગમાં ગયા અને સાંજે નાવમાં ફરી આરતીના દર્શન કર્યા.

બપોરના જમીને શ્રીદાઉદ જી ગયા. મથુરાથી ૧૫ માઇલ થાય છે ટાંગા મોટર વગેરે જાય છે. મોટર સરવીસ છે. ત્યાં ભાટીયાની ધર્મશાળા છે. ત્યાંના મેતાજી જીવાભાઇ કરીને લુવાણા છે. ત્યાં રસોઇનો સામાન ગાદલાં વગેરેની સારી સગવડ છે ત્યાં તીર્થ એજ છે. એક ક્ષીરસાગર તળાવ કે જ્યાં બલભદ્રજી પ્રગટ થયા અને બીજું બલભદ્રજીનું મંદીર છે. ત્યાં બે ગોર જુદાજુદા છે.

૧ ક્ષીર સાગરના ગોર જુઠા–મીઠા.

૨ બલભદ્રજીના ગોર નાથુરામ મથુરાદાસ.

ત્યાં એક રાત રહ્યા અને બીજે દીવસે સવારના ઠાકોરજીને હાંડો કરેલ હતો.

| | | |
|---|---|---|
| દુધપાક મણ | ૦॥ | બ્રાહ્મણોને જમાડયા હતા તથા ગરીબોને પણ વહેંચ્યુ હતું. |
| લાડુ કલીના મણ | ૦॥ | |
| પુરી મણ | ૦। | |

## ગોકુલ

પછી બપોરના ત્યાંથી ગોકુલ ગયા. રસ્તામાં ચીન્તાહરણ બ્રહ્માંડ ઘાટ જોઇ જુનાગોકુળમાં થઇ નવા ગોકુળમાં આવ્યા.

બ્રહ્માંડઘાટ જગ્યા બહુ સારી છે. જમના નદી ઉપર ઘાટ બહુ સુંદર છે. ત્યાં સાધુલોકનું મંદીર તથા અખાડો છે. ત્યાં શ્રીકૃષ્ણે માટી ખાધી હતી અને જશોદાજી વઢતા હતા અને મોઢું ઉઘાડવાનું કહેતાં મોઢામાં બ્રહ્માંડ દેખાડયું હતું. અસલ ભુમી જુની ગોકુલ છે. પણ પછીથી હવેલીના આચાર્યોએ પોતાની બેઠકો જમનાજી ત્યાંથી દુર હોઇ જમનાજીના કીનારા ઉપર રાખી તેથી નવું ગોકુલ વસ્યું. ત્યાં હવેલી લગભગ ૨૫-૨૬ છે. તે ઉપરાંત બીજાં દેવદર્શન અને મંદીર જુદાં છે ત્યાં ભાટીયા કરશનદાસ નાથાની ધર્મશાળા બહુ મઝાની છે ત્યાં ઉતર્યા હતા મોટર પણ અંદર રહી શકે તેવી સગવડ છે. ત્યાં શ્રીનાથજીના અધીકારી તરફથી વાહન ઉપર ટેકસ છે. મોટરના રૂા. ૪—૦-૦ તથા ટોલનો રૂા. ૦-૮-૦ મળી રૂા. ૪—૮—૦ આપવા પડે છે. સાજના દેવદર્શન કરી જમનાજી ઘાટ ઉપર બેઠા. અહીં મરજાદી સમાજ વધારે હોઇ કલઇવાળા વાસણો વપરાતાં નથી. કલઇ વીનાના ત્રાંબાના વાસણો વપરાય છે. ત્યાં એક જડાવ બાઇની ત્યા એક મારવાડીની ધર્મશાળા છે. ગામની ગલી સાંકડી છે.

સવારના દેવદર્શન તથા હવેલીમાં સામગ્રીની ભેટ આપી. જમીને બપોરના મથુરા આવ્યા. શ્રી. ગોકુલથી મથુરા છ માઇલ છે.

## હવેલીઓ નીચે મુજબ છે.

૧ ગોકુલનાથજીનું મંદીર શ્રી વલભલાલજી. ૨ શ્રીનાથજી

દામોદરલાલજી ૩ શ્રી મહાપ્રભુજીની બેઠક ત્રણ છે. ૪ ગોવીંદ ઘાટ ઉપર પુંજા કરવાની બેઠક ૫ મોરવાળુ મંદીર કામવનવાલાનું ૬ અમદાવાદવાળા શ્રી. રણછોડલાલજી કાકાજીનું મંદીર ૭ શ્રી બાલકૃષ્ણજી સુંદરલાલ અનીરૂદ્ધલાલ ૮ ગંગાબેટીજી નવનીતલાલજી ૯ જુનાશ્રી લાલજી ચંદ્રમાજી ૧૦ મદનમોહનજી સુરતવાલા ગીરધલાલ ૧૧ શ્રી ગોરધનલાલજી ગોકુલનાથ બાવા ૧૨ શ્રી ગોપાળલાલજી લાલબાવા ૧૩ શ્રી વ્રીજેશ્વર ઇંદોરવાળા બચુબાવા ૧૪ એની બેટીજી ૧૫ શ્રી વ્રજેસુરજી નથુજી બચુબાવા ૧૬ મથુરાવાળા શ્રી પરશોતમ લાલજીનું મંદીર ૧૭ શ્રી નટવરલાલજી, માંડવીવાળા દવારકેશ લાલજી. ૧૮ શ્રી મથુરેશજી. દાઉજીવાળા દવારકેશ લાલજી. ૧૯ શ્રી દાઉજી, શ્રીનાથજીવાળા દામોદરલાલજી. ૨૦ શ્રી ચીમનલાલ લાલબાવા.

## જુના ગોકુળમાં

૧ શ્રી ચીન્તામણી માધવરાજ. ૨ શ્રી મદનમોહનજી કામવનવાળા, ૩ શ્રી કલ્યાણ રાયજી, વડોદરાવાળા ૪ શ્રી વીઠ્ઠલનાથજી કાંકરોલીવાળા. ૫ શ્રી દવારકાનાથજી કાંકરોલીવાળા, ૬ શ્રી ગોપાળલાલ શ્રી જમના બેટીજી ૭ શ્રી આચાર્યજી કામવનવાળા, ૮ શ્રી રાવળનું મંદીર ૧ શ્રી મહાપ્રભુજીની ત્રણ બેઠક છે,

૧ બડી બેઠક, ૨ સંધ્યા, ૩ શય્યા

૨ શ્રી દામોદર લાલજીની ૩ શ્રી ગોંસાઇજીની ૪ શ્રી

રઘુનાથજીની ૫ શ્રી ગોકુળનાથજીની બેઠક ૬ શ્રી હરરામજીની બેઠક ૭ શ્રી ઘનશામજીની બેઠક ૮ શ્રી મથુરેશજીની બેઠક

શ્રી દાઉજીના ગોરના ચોપડામાંથી નોંધ લીધી. તેની વીગત:—

૩ સંવત ૧૯૫૮ ના આસોવદી ૪ રવીવાર મોતીબાઇ. તેમના વહુ, સુંદરજી. તેમના વહુ, જુઠીબેન ધોળીબેન.

૨ સંવત ૧૯૭૬ ના અશાડ શુદ ૩ શુક્રવાર સુંદરજી, વહુ, ભટ અને ધાટી.

૧ સંવત ૧૯૮૪ ના ચૈત્ર વદી ૧ શુકરવાર ગોર વધ વલભ નથુરામ મથુરાદાસ સુંદરજી વહુ કાશી જુઠી બેન ઓધવદાસ જમનાબાઇ.

## શ્રી ગોકુલના ગોરના ચોપડાની નોંધ:

૧ સંવત ૧૯૫૯ ના અશાડ વદ ૯ ગની

| | |
|---|---|
| મોતીબાઇ | જુઠીબેન |
| તેમના વહુ | ધોળીબેન |
| સુંદરજી | |
| તેમના વહુ ગંગા | ભટ પીતાંબર |

૨ સવત ૧૯૭૬ ના આસો શુદ ૩ શુક્રવાર ગોકુળના ગોર છોટુ ખુશાલ તથા નથુ તથા બાલકુંદન સુંદરજી વહુ કાશી ભટ ધાટી.

૩ સંવત ૧૯૮૪ ના ચૈત્ર શુદ ૧૩ સોમવાર સુંદરજી, વહુ કાશી, જુઠીબેન, જમનાબાઈ અને ઓધવદાસ. ગોર છોટુ ખુશાલ તથા નથુ બાલકીશન

## તા૦ ૨૮-૩-૩૬ શનીવાર

હાલના ગોર —પંડીત શાલીગરામ જોશી.

નથુ બાલમુકુંદ નથુ ગોપાલ

જમનાજીનો જન્મદિવસ હોઈ સવારમાં દેવદર્શન આરતી તથા સાંજના નાવમાં બેશી આરતીના દર્શન અને ઘાટ ઉપર જન્મ ઉત્સવ નીમીતે મેળો તથા દેવદર્શન કર્યા.

સવારના દુર્વાસારૂષીનો આશ્રમ જોયો, સાંજના બજારમાં થઈ થોડી ખરીદી કરી વીશ્રામ ઘાટ ઉપરથી હોડીમાં બેસી વરસાદ આવવાથી ઘેર પાછા આવ્યા.

## તા. ૩૦-૩-૩૬

બપોરના જમીને કામવન ગયા. મથુરાથી કામવન ૩૬ માઈલ થાય છે. રસ્તામાં ભરતપુર રાજાનો દિગભુવન નામનો મહેલ જોયો સ્થળ જોવાલાયક છે બગીચા હોજ ફુવારા અને પત્થરનું કોતરકામ સરસ છે અત્યારે એડમીની સ્ટ્રેશન છે. ભરતપુર રાજ્યમાં બહારની ભાડાની મોટર ઉપર ટેકસ લેવાય છે કામવનમાં વાલજી શામજી ભાટીઆની ધર્મશાળા છે. મેતાજી વલ્લભદાસ છે. હવેલીની સામે છે અને ત્યાં સર્વ પ્રકારની સગવડ મળે છે પાણી ખારૂં હોય છે. કામવનમાં બે હવેલી છે. બીજું ખાસ જોવા જેવું નથી.

ત્યાંથી ઘાટ ૪ માઇલ છે ત્યાં દેવકીનંદન મહારાજનું ધામ છે બાગ બગીચો છે રહેવાનો બંગલો સમાધી સ્થાન બેઠક દવાખાનું વગેરે છે અહીં દરદીઓને મફત દવા અપાય છે દરદીઓને રહેવાને માટે પણ સગવડ છે ત્યાં એક રાત રહીને બીજે દીવસે સવારે દેવદર્શન, બજાર જોઇ બંપારના ગીરીરાજ આવ્યા.

## તા. ૩૧–૩–૩૬.

કામવનથી જતીપુરા ગીરીરાજ ૨૩ માઇલ થાય છે. જતીપુરામાં ગીરીરાજનું મુખારવીંદ છે ત્યાં રાતના શંગારના દર્શન રોજ થાય છે અને શ્રીનાથજીની મુર્તી જેવું રૂપ હોય છે. ત્યાં ધર્મશાળા ૩-૪ છે પણ રહેવા સીવાય બીજી સગવડ નથી. પોરબંદરવાળા ભાટીયાની ધર્મશાળામાં ઉતરેલ. ગોર બીધા છોટુ છે. ગોર છોટુને પાંચ દીકરા છે. બીધા ત્રીકમ, બાબુ શ્રીજી આનંદવલભ. તેના ભાઇના ચોપડામાં નામ છે. પણ તે બરાબર નથી. રામચંદ્રના ચોપડામાં આપણા હસ્તાક્ષર નથી તેના હાથથી તેણે ઉતારો કરેલ છે એટલે ગોર બીધા–છોટુ છે. સાંજના હરજીકુંડ ઉપર ફરવા ગયા ગામમાં પાણીનું દુઃખ છે બહારથી પાણી લાવવું પડે છે ઠામ વાસણ ગાદલા વગેરે ગોરને ત્યાંથી લાવવું પડે છે. રાતના શ્રૃંગારનાં દર્શન કર્યા સવારના હવેલીના દર્શન તથા ગીરીરાજની પ્રતિક્રમા કરી. ગોવીંદ કુંડ મહાપ્રભુજીની બેઠક ડોકા વાઉલજી ઇંદ્રદમન

દેવદમન નાગદમન હાથનો પંજો શ્યામકર્ણ ઘોડાના પગલાં ઐરાવત હાથીનું પગલું સુરતી ગાયનું પગલું બાલકૃષ્ણ લાલજીનું મંદીર સુરભીકુંડ ઐરાવત કુંડ વગેરે જોયાં. ચંદ્ર સરોવર પછી દંડવતી શીલા સીંદુર શીલા શ્રી નાથજી પ્રાગટ્ય ભોંયરૂં વગેરે જોયાં. બપોરના જમીને રાધાકુંડ ગોવરધન માનસીગંગા—કૃષ્ણ સરોવર કૃષ્ણકુંડ હરદેવજી—માનસી દેવી વગેરે જોયાં. બપોરના મથુરાજી પાછા આવ્યા સાંજના નાવમાં ફરી આરતીના દર્શન કર્યા.

સવારના ગામમાં દેવદર્શન અને ગોરને ઘેર ગયા હતા. સાંજના જમનાબાગ તથા ગામમાં ફરી નાવમાં બેસી દર્શન કરી ઘેરે આવ્યા.

મથુરાથી દીલ્હી ૯૦ માઇલ થાય છે. સવારના ૧૧ વાગે નીકળી બપોરના ત્રણ વાગે દીલ્હી પહોંચ્યા. રસ્તો સારો છે. રેલ્વે સ્ટેશન પાસે ગુજરાતી સેવાસમાજ છે ત્યાં ઉતર્યા. હીરાલાલ ભાઇની ચીઠી આપી અને સાથે માસ્તરો આવેલા અને ન્યુ દીલ્હી વગેરે ફરતા બગીચા રસ્તા વગેરે જોયું. રાણીના બાગ વગેરે જોયા. સાંજના ઘેર આવ્યા.

સવારના જાદવજી વણીયાને ત્યાં ગયા. જમનાજીના ઘાટ રોશનઆરાબાગથી નીકળી ચીના બાગ વગેરે જોઇ જમવા ગયા. વણીયાની દુકાને જઈ ચા પીધી. પાણાનો જુનો કીલો કુંતીજીનું મંદીર નવું દીલ્હી બજાર જુદા જુદા બજારના લતા વગેરે જોઇ પ્રદર્શન જોઇ રાતના આઠ વાગે ઉતારે

આવ્યા. લાલ કીલ્લામાં મ્યુઝીયમ લડાઇના વખતનો લડાયક સરંજામ મોગલ શાહેનશાહના વખતનો મહેલ મકાનો જગ્યા વગેરે જોયાં. પ્રદર્શનમાં જુદીજુદી હીંદી વસ્તુઓ વીજળી લાઇટનો ફુવારો વગેરે જોવા લાયક હતા.

## તા. ૫-૪-૩૬ રવીવાર

સવારના દેવદર્શન કરી. ચાંદની બજારમાં લોખંડના વેપારી ભાણુમલ ગુલજારીમલને ત્યાં મળવા ગયા. જમવા માટે બહુ આગ્રહ કર્યો બપોરના વળીયાને ત્યાં જમવા ગયા. બપોરના સ્ટેશન ઉપર હરદવાર બાબત તપાસ કરી. રાતના હરદવાર ૧૦-૪૫ની ગાડીમાં ઉપડ્યા. રસોયો ગાડી ડ્રાઇવર ઘાટી દીલ્હીમાં રહ્યા અને અમો ત્રણ જણાં ઇન્ટરમાં હરદવાર ગયા.

## તા. ૬-૪-૩૬ સોમવાર હરદવાર

હરદવાર સવારના ૬-૩૦ વાગ્યે પહોંચ્યા. ગંગા કીનારે ગોર જયંતીપ્રસાદ બૈજનાથ. રૂગનાથની ધર્મશાળામાં ઉતર્યા. પછી ગંગા ઉપર બ્રહ્મઘાટ ઉપર ન્હાવા ગયા. દેવદર્શન કરી ઉતારે આવી નાસ્તો કરી આરામ કર્યો બપોરના દેવદર્શન કરી, સાંજના ગંગા ઘાટ ઉપર આરતીના દર્શન કરી નાસ્તો કરી દીલ્હી જવામાટે સ્ટેશન આવ્યા.

સં. ૧૯૭૬ના વૈશાખ વદી ૯ ને બુધવાર ના રોજ

જાત્રાએ આવેલા સુંદરજી, વહુ કાશી. ભટ ત્ર્યંબકરામ, કુંભાર નરશી, રતીલાલ, ગાંડાલાલ બાઇ રતનબાઇ, બાઇ વીરૂબાઇ વગેરે હતા.

## તા. ૭–૪–૩૬ મંગળવાર

દીલ્હીથી ૧૨॥ સાડાબાર વાગે નીકળી સાંજના ચાર વાગે મથુરાજી આવ્યા સવારના શેઠ ભાણમલ ગુલઝારીમલ લાખંડના વેપારીને ત્યાં જમ્યા હતા સવારના જાદવજી વણીયાને ત્યાં મળવા ગયા હતા.

## તા. ૮–૪–૩૬

ઘાટ ઉપર નાવમાં બેસીને ફર્યા.

## તા. ૯–૪–૩૬ ગુરૂવાર

સવારના પરચુરણ ખરીદી કરી. સાંજે નાવમાં બેસી બચ્ચાઓ સાથે આનંદ કર્યો અને પછી આરતીના દર્શન કર્યા.

## તા. ૧૦–૪–૩૬

બપારના પરચુરણ ખરીદી કરી સાંજે વંદ્રાવન ફરવા ગયા. જયપુર મહારાજાનું મંદીર આરસપહાણનું વાંકા થાંભલાવાળું મંદીર વગેરે દર્શન કર્યા. પરચુરણ ખરીદી કરી.

## તા. ૧૨–૪–૩૬ રવીવાર

ગામમાંથી પરચુરણ ખરીદી કરી ત્યાં બંપારના સંઘવી સાથે જમીન બંગલા વગેરે જોવા નીકળ્યા. સાંજના નાવમાં ફર્યા. અને પછી આરતીના દર્શન કર્યા.

સંઘવીને ત્યાં જમ્યા ૧૦-૪૫ વાગ્યે મથુરાથી રવાના થઇ જયપુર આવ્યા. રસ્તામાં નીચે મુજબ ગામો આવ્યા.

| | | |
|---|---|---|
| મથુરા | | |
| ભરતપુર | ૨૪ | ભરતપુરથી મારવારનો |
| મારવાર | ૩૬ | રસ્તો ખરાબ છે. |
| દાઓથા | ૩૯ | મારવારથી જયપુર |
| જયપુર | ૩૫ | રસ્તો સારો છે. |
| | ૧૩૪ | રસ્તામાં કસ્ટમ ચોકી આવે છે. |

## જયપુર

જયપુરમાં શેઠ બંજીલાલ ધોલાયાની જૈનની ધર્મશાળામાં ઉતર્યા.

## તા. ૧૪–૪–૩૬

સવારના ડુંગર ઉપર ગળતી ગંગા છે ત્યાં દર્શન તથા નાહવા ગયા. રસ્તો પત્થરથી બાંધેલ છે અને ચઢ ઉતરાણ છે ડુંગરમાંથી પાણી આવે છે, કુંડ છે અને

આજુ બાજુ દેવદર્શન છે. ડુંગરની ગાળીમાં જગ્યા છે· ઉપર સાધુ બાવા રહે છે કલ્યાણદાસ બાવા કાંઇક દવા દારૂમાં જાણે છે ડુંગર ઉપરથી ગામનો દેખાવ સારો લાગે છે. પછી રાજ્ય મંદીર ગોવીંદજીના દર્શન કર્યા. મુર્તી સારી છે ગંગા જમનાજીના દર્શન કર્યા હનુમાનજી તથા શ્રી. વલભલાલ મહારાજની હવેલીમાં કામવનવાળા મહારાજશ્રીના દર્શન કર્યા અને જુદીજુદી બજારો જોઇ ઉતારે આવ્યા.

મથુરાજીમાં સં. ૧૯૮૪ ના ચૈત્ર વદી ૫ ભોમવાર ના રોજ આવેલ.

સુંદરજી, વહુ કાશી જુઠીબેન જમનાબાઈ ઓધવદાસ. ગોર. ગોવીંદ પરશોતમ.

રામનીવાસ બગીચો મ્યુઝીયમ કોલેજ સ્ટેશન માજી રાજનું રાધાકૃષ્ણજીનું મંદીર તથા ધર્મશાળા લાખંડ બજાર જુદીજુદી બજારો વગેરે જોઈ ધર્મશાળામાં આવ્યાં. સ્ટેશન ઉપર ધર્મશાળાઓ છે પણ ગાદલા ગોદડાની કોઈ જગ્યાએ સગવડ મળતી નથી.

## તા. ૧૫–૪–૩૬ બુધવાર

સવારમાં બજારમાં કાપડની ખરીદી કરી. ૧૧ વાગે કોટાહ જવા નીકળ્યા જયપુરથી કોટાહ ૧૪૮ માઇલ થાય છે.

ટાંક ૬૦ દેવલી ૩૬ બુંદી ૩૦ કોટાહ ૨૨ = ૧૪૮ માઈલ.

રસ્તો સારો છે. કોટામાં મથુરેશજીના મંદીર પાસેની ધર્મશાળામાં ઉતર્યા તમામ સગવડ મળે છે. વીજળી બત્તી છે. નળ છે નદી પાસે છે ધર્મશાળા અમદાવાદવાળા ગોવીંદલાલ માણેકલાલની છે.

## તા. ૧૬–૪–૩૬ ગુરૂવાર

બજારમાં પરચુરણ ખરીદ કરી. અહીં શ્રી. મહાપ્રભુજીના સાત સ્વરૂપમાંથી પ્રથમ નીધી છે. મથુરેશજીનું મંદીર મુખ્ય છે. બાકી બીજા ૨૨–૨૩ પરચુરણ દેવમંદીરો છે. ૮-૧૦ મુખ્ય છે. દરબાર ગઢમાં ચાર દેવદર્શન છે ગામથી બહાર બે માઈલ વોટર વર્ક્સની ટાંકી છે. નદી ચંબલમાંથી પાણી ખેંચી ફીલ્ટર કરી ગામમાં નળ અપાય છે. નદીમાં હોડકાં ફરે છે નદીમાં પાણી સારી રીત રહે છે દરબારગઢમાં પાણી સારી રીતે રહે છે. દરબાર ગઢમાં દર્શન નીચે મુજબ છે.

૧ નવનીતલાલજી ૨ વ્રજરાજજી ૩ ગુરૂ મથરેશજી. ૪ વ્રજનાથજી.

જોવા જેવાં સ્થળોમાં નીચે મુજબ છે.

૧ વોટર વર્ક્સ ટાંકી.
૨ અધરશીલા નદીમાં છે અને પીરનું સ્થાનક છે.
૩ ચરણચોકી શ્રીનાથજીના ચરણ છે.
૪ બગીચો, મહેલ દરબારગઢ વગેરે.

ગામ સાંકડું અને લાંબુ છે વસ્તી લગભગ એક લાખ માણસની છે.

## તા. ૧૭–૪–૩૬.

સવારના પરશુરણ દેવદર્શન. બપોરના ઘોડાગાડીમાં બજાર બગીચા શેઠીયાનું મકાન તથા તળાવ વગેરે જગ્યાએ ફરવા ગયા નદી કીનારે થઈ દેવદર્શન કરી ઉતારે આવ્યા.

## તા. ૧૮–૪–૩૬ શનીવાર.

સવારના ૯-૩૦ વાગે જમીન કોટાહથી નીકળી સાંજના ઉજ્જૈન આવ્યા રસ્તામાં નીચે મુજબ ગામ આવેલા. જાલરાપાટન ૫૪ અગર ૬૬ ઉજ્જૈન – ૪૧ = ૧૬૧ માઈલ

જાલરાપટનથી અગર જતાં સડક તુટી ગયેલી હોઈ રીપેર થાય છે તેથી લગભગ આશરે ૧૦–૧૫ માઈલમાં રસ્તા ખરાબ છે અને નીચે રસ્તા છે બાકી સડક સારી છે. રસ્તામાં નદીનાળા આવે છે અને રસ્તા સારો છે ઉજ્જૈનમાં મારવાડીની ધર્મશાળા છે શીપ્રા નદીના કીનારા પર છે ખેમરાજ શ્રીકૃષ્ણ દાસ વેંકટેશ્વર પ્રેસવાળાની ધર્મશાળા છે. ધર્મશાળામાં ઉતરવા શીવાય બીજી સગવડતા નથી ગોર હોય છે અને તે બધી સગવડ કરી આપે છે.

ઉજ્જૈન પુરાણી નગરી છે. કૃષ્ણ ભગવાન સાંદીપની રૂષીને ત્યાં અભ્યાસ કરેલ, સુદામા સાથે મીત્રતા બાંધીને

તે આ જગ્યા. ભરથરી, વીર વીક્રમ, હરીશ્ચંદ્ર વગેરે રાજાઓ અહીં થઇ ગયા તીર્થ પુરાણું છે ગ્વાલીયર રાજ્યને તાબે છે. ગામ જોવા જેવું છે.

## તા. ૧૯–૪–૩૬ રવીવાર

પુરી સાત છે.

૧ અયોધ્યાપુરી ૨ કાશીપુરી ૩ માયાપુરી હરદ્વાર ૪ મથુરાપુરી ૫ અવન્તીકાપુરી, ઉજ્જૈન ૬ દ્વારકાપુરી ૭ કાંચી શીવકાંચી.

ધામ ચાર છે.

૧ જગન્નાથ ૨ દ્વારકા ૩ બદ્રીનારાયણ ૪ રામેશ્વર

ઉજ્જૈનમાં જોવા જેવાં સ્થળો નીચે મુજબ છે.

૧ રામઘાટ ક્ષીપ્રા ૨ અગસ્તેશ્વર ૩ હર્ષદીમાતા ૪ વીક્રમરાજા ૫ ગણપતી ૬ મહાકાલેશ્વર ૭ ચોવીસ ખાંભા દુર્ગાદેવી ૮ ગોપાળ મંદીર ૯ રામ મંદીર ૧૦ કૃષ્ણ મંદીર ૧૧ ચોસઠ યોગીણી ૧૨ શ્રી મહા પ્રભુજીની બેઠક ૧૩ સાંદીપની રૂષીનો આશ્રમ ૧૪ મંગળનાથ ૧૫ સીધ્ધવડ ૧૬ કાળભૈરવ ૧૭ કાળીકા માતા ૧૮ ભરથરીની ગુફા ૧૯ ત્રીવેણી નવગૃહ ૨૦ સરકારી મહેલ ૨૧ સ્ટેશન ૨૨ સ્ટેશન ઉપરની રાજ્યની ધર્મશાળા ૨૩ જંતર–મંતર,

સવારના શાક ભાજી વગેરે લાવી પછી દેવદર્શન કર્યા ક્ષીપ્રા નદીમાં સ્નાન કરેલ. હર્ષદીમાતા મહાકાળેશ્વર ગંગા તટ ઉપર નાનાં દેવમંદીરો ગણપતી વીક્રમનો કીલ્લો વેતાળસ્થાન વીક્રમનું સીંહાસન વગેરે જોયાં. બપોરના ચા પી સ્ટેશનની ધર્મશાળા તથા સાંદીપની રૂષિનો આશ્રમ મંગળનાથ શ્રી મહાપ્રભુજીની બેઠક સીદ્ધવડ કાળભૈરવ કાલીકામાતા ભરથરીજીની ગુફા સત્યનારાયણ રાધાકૃષ્ણ વીક્રમનો દરવાજો વગેરે જોયા. વીક્રમનો દરવાજો ૨૦૦૦ વર્ષનો જુનો છે-તેમાંથી ચાર ચીજો નીકળી શકતી નથી.

(૧) મડદું (૨) વરઘોડીયાં. (૩) તાજ સહીત રાજા (૪) હળ સાથે બળદ

તેમ છતાં જો તેઓ નીકળે તો કાંઈક અનર્થ થાય તેવી માન્યતા છે. દીલ્હી જેવી ગુજરાતી સેવા સમાજ અહીં છે નીશાળ લાયબ્રેરી તથા રહેવા ઉતરવાની સગવડ છે. ફંડથી સંસ્થા ચાલે છે. રાજ્યની ગ્રાન્ટ મળે છે માસીક રૂ ૨૦૦) નો ખર્ચ છે. સમાજમાં વાસણ ગાદલા વગેરે મળે છે.

મહાકાળેશ્વર મહાદેવમાં ૧૧ રૂદ્રી કરાવી. ગંગા સ્નાન કર્યું બ્રહ્મ ભોજન કરાવ્યું રાત્રીના હર્ષદ માતાની આરતીના તથા દત્તાત્રયના દર્શન કર્યા.

## તા. ૨૧-૪-૩૬

સવારના ઉજ્જૈનથી જમીને નવ વાગે રવાના થઇ સાંજના ૧૯૮ માઇલ ધુલીયા આવ્યા હતા ત્યાં મ્યુનીસીપલ ધર્મશાળામાં ઉતર્યા અને મુંબઇ હીંદુ લોજમાં જમ્યા. ધર્મશાળામાં જગ્યા મળે છે. બાકી સગવડ નથી. નળ સંડાસ વગેરે છે. ગાદલાં ખાટલા ભાડેથી મળે છે.

| | | |
|---|---|---|
| ખાટલાના | ૦-૩-૦ | મુજબ |
| ગાદલાના | ૦-૨-૦ | ભાવ છે. |

ઉજ્જૈનથી ઇન્દોરનો રસ્તો સીધો છે. અને ૩૪ માઇલ થાય છે. ઇન્દોરથી ધુલીયા ૧૬૪ માઇલ થાય છે.

| | |
|---|---|
| ઇન્દોર | ૩૪ |
| ધુલીયા | ૧૬૪ |
| | ૧૯૮ માઇલ |

ઉજ્જૈનમાં બે ગોર છે. બન્નેના ચોપડામાં નામ છે પાછલાં ત્રીશ વરસથી ગોર રામનાથ સોમેશ્વર વ્યાસ રામઘાટ ઉજ્જૈન કામ કરે છે. પરમાણંદ ત્રીભોવનદાસે તેને ગોર માનેલ છે. પણ તેની પાસે શેઠ મોતીભાઇ લખમીદાસનો સહીવાળો લેખ મળેલ નહી હોવાથી ગોર તરીકે તેના ચોપડામાં સહી આપી નથી. ખાલી લખાણ ગોરે તેના હાથથી કરેલ છે. હાલના ગોર બાબુલાલ રામનાથના જમાઈ છે. અને ઘર જમાઇ છે. પહેલા તેનો વહીવટ

રામનાથને ભાણેજ કરતો હતો હવે તેનો જમાઈ બાબુલાલ કામ કરે છે.

સવારના જમીને ધુળીયાથી નીકળી બપોરના ત્રણ વાગ્યે નાશીક પહોંચ્યા. પરમાણંદ ભુવનમાં ઉતર્યા ગંગાસ્નાન કર્યું બજારમાં ફરી રાત રહ્યા.

## તા. ૨૩-૪-૩૬ ગુરૂવાર

હવેલીમાં દેવદર્શન, પરચુરણ ખરીદી બજાર અને ગંગાતટ ઉપર ફરી ઉતારે આવ્યા.

## તા. ૨૪-૪-૩૬ શુક્રવાર

સવારના ત્રંબક દર્શન કરી આવ્યા, સાંજના ગંગાઘાટ ઉપર ફર્યા.

નાશીક શેઠ પ્રમાણંદદાસ ત્રીભોવનદાસના આરોગ્ય ભુવનમાં ઉતર્યા અને પરમાણંદદાસ શેઠ તરફથી વીશ્નુયાગ હોવાથી આગ્રહપૂર્વક ખોટી કર્યા ને ૧૦ દીવસ નાશીક રહી ત્યાંથી ૧૧૦) માઈલ મુંબઈ આવ્યા.

નાશીક યજ્ઞમાં બ્રાહ્મણોને તાંબાના પાલીસના લોટા નં. ૪૦ નાનામોટા બ્રાહ્મણોને વહેંચ્યા.

યજ્ઞમાં કુટુંબમેળો કર્યો અને જાત્રાથી આવ્યા તેની નાશીકનાં પંચ તરફથી પહોંચ છે તેમાં સૌ ભાઈઓની યાદી છે.

સવારના જમીને નાશીકથી નીકળી બપોરના ૩--૩૦ વાગે મુંબઇ પહોંચ્યા, રસ્તામાં ઇગતપુરી કસારા થાણા આવેલ. નાશીકથી મુંબઇ ૧૧૪ માઇલ થાય છે રસ્તો વચમાં રીપેર થાય છે.

કુલ મુસાફરી **૨૧૧૭ માઇલની** થઇ છે.



# ભાવનગરથી મુંબઇ

## યાત્રા નં. ૩

**મોટરની મુસાફરી :— વળા, ભીમનાથ, ધોલેરા, ધંધુકા, કોઠ, અમદાવાદ, આણંદ, ડાકોર, ગોધરા, ચાંપાનેર, પાવાગઢ, ચાણોદ, કલ્યાણી, રાજપીપળા, સુરત, વલસાડ, ધરમપુરથી નાશીક અને મુંબઇ. કુલ્લે ૧૨૦૦ માઇલ.**

શ્રી. ભાવનગરથી મુંબઇ આવતાં રસ્તામાં જાત્રાના સ્થળોએ જાત્રા કરી અને ફર્યા તેની નોંધ.

૧ ભટ કાળીદાસ ૨ ઘાટી રામજી ૩ ડ્રાઇવર ભીમજી ૪ વકીલ પોપટલાલ હરગોવીંદદાસ ૫ શેઠ સુંદરજીભાઇ

તા. ૩-૫-૩૭ સં. ૧૯૯૩ ચૈતર વદી ૭ સોમવારના રોજ નીકળી સાંજના ૪ વાગે રવાના થયા.

ભાવનગર નં. B,x ૨૯૦ ફોર્ડ મોટર.

૧ ભાવનગર ૨ વરતેજ ૩ નારી ૪ ભોજપરા ૫ નેસડા ૬ ધાંધળી ૭ ચમારડી ૮ વળા.

ભાવનગરથી રસ્તા બહુજ ખરાબ. માઇલ ૮૩

૧ વળા ૨ કાનડપુર ૩ મુલ ધરાળ ૪ પાણવી ૫ બરવાળા ૬ રોજી ૭ ભીમનાથ ૮ તગડી ૯ ધોલેરા ૧૦ લીંબડા ૧૧ રાણપુર ૧૨ ધંધુકા

૮૨ માઇલ. રસ્તા સડક કાચી. ગરનાળા બરાબર નહીં. રસ્તા ફેર થાતાં માઇલ ૧૫૦) ફેરમાં ગયા.

વળા એટલે મૂળ વલ્લભીપુર. ભીમનાથમાં મહાદેવનું દેવળ છે. અને પૂજા માટે મહંત રહે છે. તગડીમાં શ્રી. મહાપ્રભુજીની બેઠક છે.

તા. ૩–૫–૩૭ સાંજના ૯ વાગે ધંધુકા પહોંચ્યા પોલીસે બધો સામાન તપાસ્યો ગાડી તપાસી.

૧૨ ધંધુકામાં જીન પ્રેસમાં રાત રહ્યા. ત્યાં રાતના પુરી શાક દુધ જમાડવામાં આવ્યા જમણ સુરતના શેઠ ઇશ્વરદાસ શરાફનું હતું.

૧૩ ધધુકાથી સવારે નીકળ્યા હતા.

## તા. ૪–૫ ૩૭

૧૪ ધોલેરા ૯૨ માઇલ,

ધોલેરામાં રામજી વાગજીના પત્ની નરબદા ભાભીને ઘરે ઉતર્યા. હવેલીમાં દર્શન કર્યા ગામ જોયું ત્યાંથી જમીને ૩ વાગ્યે નીકળ્યા. સગાવહાલાની મુલાકાત. રામજીભાઇ વાઘજીના સસરા પોપટલાલની મુલાકાત થઇ. તેમને ગામ ગાડી લઇને ગયા ત્યાં ૨ વાગે આવ્યા.

ધોલેરાથી ધંધુકા આવ્યા ત્યાંથી અમદાવાદના રસ્તા તરફ રવાના થયા. રસ્તો નીચે મુજબ.

રાતના ૧૦॥ વાગ્યે અમદાવાદ પોંચ્યા. સ્ટેશનની ધર્મશાળામાં રહ્યા મગનલાલ વૈશ્નવને ત્યાં રસોઇ કરી જમ્યાં ત્યાંથી ડાકોર જવાની તપાસ કરી સવારના ગામ જોયું ને સાંજના ચાર વાગે નીકળી મેમદાવાદ થઇ ડાકોરજી આવ્યા.

૧ ધંધુકા ૨ રાયકા ૩ બલોળ ૪ ભાયલા ૫ બાવળા અને અમદાવાદ.

—૨. અસલાલી ૩. જેતલપુર ૪. બારેજા ૫. નવાગામ ૬. નાયકા ૭. ખેડા ૮. મેમદાવાદ માઇલ ૩૭.

## તા. ૫-૫ ૩૭

મેમદાવાદથી ડાકોરજી માઇલ ૨૫ થાય ડાકોરજીમાં ઠાકોરજીને પ્રસાદ ધરાવીને ગોરને ત્યાં જમ્યા અને ત્યાંથી ગોધરા તરફ રવાના થયા.

અમદાવાદથી ગોધરા ૮૦—માઇલ

ગોધરાથી બાધ ૭૮ માઇલ. બાધથી ઇંદોર ૭૮ માઇલ. ઇંદોરથી શેઢવા માઇલ—૯૩॥ માઇલ. શેઢવાથી ધુલીયા માઇલ ૬૭॥ માઇલ. ધુલીયાથી ચાંદોર ૫૭॥ માઇલ ચાંદોરથી નાશક ૩૯॥ માઇલ નાશકથી શાહપુર. ૬૦ માઇલ શાહપુરથી શીવ ૪૫ માઇલ શીવથી મુંબઇ માઇલ ૧૦.

## તા. ૬-૫-૩૭

ડાકોરજીથી રેલ્વે લાઇન ઉપર ગોધરાની સડકે ગોધરા આવ્યા ગોધરાના રસ્તા કાચા. ચાપાણી પીધાં પેટ્રોલ લીધું ત્યાંથી ચાંપાનેર પાવાગઢ મહાકાળી તરફની સડકે રવાના થયા.

ગામશહેર ડાકોરથી ગોધરા ૩૯ માઇલ
ગોધરાથી મહાકાળી ૨૭માઇલ =૬૬

## તા. ૭-૫-૩૭

મહાકાળી ચંપાનેર પાવાગઢમાં રહ્યા. સવારના ડુંગરો ચડયા. એક ડોળી કરી રૂ. ૪॥ આપ્યા ઉંચાઇ ચાર માઇલની છે. શ્રાવકના ને હિન્દુના દેરાં ઘણાં આવે છે.

૧. મહાકાળીથી વડોદરા ૨૯ માઇલ છે. રસ્તામાં ઘણાં ગામ આવ્યા તેની યાદી નથી.

૨. વડોદરામાં સાંજના ૫ વાગ્યે પહોંચ્યાં. અંબાપ્રસાદ ખંડેરાવને ત્યાં ઉતર્યા એક દીવસ આરામ કરી ગામ જોયું ત્યાંથી ચાંદોદ માઇલ ૫૫ છે. રસ્તા બહુજ ખરાબ રેલ્વે લાઇન તથા જંગલના રસ્તા ધારવા મુજબ ભુલી જતા અને બહુજ ફરકમાં પડતા. ૭૫ માઇલ ફર્યા ને રાતના નવ વાગ્યે ચાંદોદ પહોંચ્યા.

ચાંદોદ ડભોઇ તેમજ બીજા ઘણાંક ગામ આવે છે. ગોરને ઘેર ઉતર્યા. ગોર નટવરલાલ.

## તા.-૧૦-૫-૩૭

ચાંદોદની આજુ બાજુમાં નરબદાજીમાં નાહ્યા. તહે-

વાર હોવાથી ગંદકી બહુજ હતી. ગોરને બ્રહ્મભોજન કરાવ્યું. તીરથ સ્નાન કરી ગોરને દક્ષીણાં આપી.

(૧) ૧૫ મણ લાડુનું જમણ પોપટલાલે (૨) ૩૦ મણ. દુધપાક પુરીનું જમણ આપણે આપ્યાં.

ચાંદોદથી તા. ૧૧ ૫-૩૭ ના રોજ વહાણમાં મોટર નરબદાજી ઉતારીને રાજપીપળા સ્ટેટમાં સામે લઈ ગયા (૧) રાજપીપળા ૬૦ માઈલ (૨) અંકલેશ્વર ૬૦ માઇલ (૩) રાદેર ૬૦ માઇલ ૪ સુરત.

સુરત સ્ટેશન ઉપર સાર્વજનીક ધર્મશાળામાં ઉતર્યા રાતના ૯ વાગ્યે રખડતા રખડતા પહોંચ્યા.

## ચાદોદથી સુરત ૧૮૦ માઇલ

૧ બંદર જોયું ૨ તાપી નદીનો પુલ જોયો ૩ રાંદેર જે હવા પાણી વખાણાતાં તે દરીયા કીનારે ૧૦ માઇલ પર છે. ૪ ગામ જોયું ૫ ગાડી સમી કરાવી, બે દીવસ રહ્યા મહાદેવજીનું દેરૂં મંદીરો જોયા. હવેલીમાં ગયા દર્શન કર્યા વાણીયા કપોળના લતામાં ફર્યા.

## તા. ૧૪-૫-૩૭

સુરતથી ૯। વાગ્યે નીકળી નવસારી માઇલ ૨૭. નવસારીથી ચીખલી ૧૫ માઇલ ચીખલીથી વલસાડ ૧૬ માઇલ વલસાડની ખારી ખાડી ઉતરી ગોઠણભર પાણીમાં ત્યાંથી ધરમપુર સ્ટેટમા આવ્યા. ધરમપુર શહેર જોયું રસ્તામાં ગામ ઘણાજ આવ્યા ડુંગરની ઝાડી વીશેશ.

ધરમપુરથી હુડા ૮૦ માઈલ થાય છે. ડુંગરનો રસ્તો પ્રાઈવેટ છે. સ્ટેટ વાઘ દીપડાનો શીકાર કરે છે. તે ખાઈઓ તથા જંગલી વસ્તીવાળાં નાના, નાના, ગાંમડાં અને ભયવાળો રાજનોજ રસ્તો છે. ત્યાં રસ્તે ગરતા ટેકસ પડે છે. માણુસ દીઠ ને મોટરની છેલ્લા દરવાજે તપાસ થાય છે. આવક જાવકની નોંધ રહે છે. ગામડા ઘણાજ પણ ગરીબ અને લોકો એકજ કપડું પહેરે છે.

હુડાથી નાશીક પરમાણંદદાસના આરોગ્ય ભુવનમાં ઉતર્યા અને એક દીવસ આરામ કરી તા.૧૫-૪-૩૭ નાશીકથી રવાના થયા ને તા. ૧૬-૪-૩૭ મુંબઈ આવ્યા વચ્ચે ગામ ઘણાંજ આવ્યા ઘાટ ઘણા આવ્યા.

૧૨૦૦, માઈલની મુસાફરી હતી.



# મુંબઇથી
# શ્રી શેતબન્ધ રામેશ્વર
## મુસાફરી નં. ૪.

---

**મોટરની મુસાફરી :— પુના, કોલ્હાપુર, ધાર-વાર, હરિહર, બેંગલોર, માઇસોર, માયાનુર. શ્રીરંગ, ત્રીચીનાપોલી, મદુરા, રામનાદ અને રામેશ્વર થઇને વળતી મુસાફરીમાં મદ્રાસ, ચીંગલ-પટ અને પક્ષીંતીર્થથા મુંબાઇ આવ્યા હતા.**

---

સંવત ૧૯૯૪ના મહા શુદ ૪ને શુક્રવારે મુંબઇથી મોટર રસ્તે નીકળી દક્ષીણની જાત્રા કરવા જતાં કયા કયા શહેરો આવ્યા. તથા કેટલા માઇલ તેની યાદી.

| | |
|---|---|
| મુંબઇથી પુના. ૧૦૩।। માઇલ. | નકશા ઉપરથી યાદી. |
| પુનાથી સુરત. ૪૮ માઇલ. | |
| સુરતથી ઇટલી. ૩૪ માઇલ. | |
| ઇટલીથી કોલ્હાપુર ૬૫ માઇલ. | |

તા. ૪–૨–૩૮

મહા શુદ ૪ શુક્રવાર મુંબઇથી પુના ૧૧૪ માઇલ.

સં. ૧૯૯૪ના મહા શુદ ૪ને વાર શુક્રવારે મુંબઇથી

બપોરના સવાબાર વાગે મોટરમાં રવાના થયા. તે દાદર આવી પેટ્રોલવાળા આર કે. મોદીને ત્યાંથી દસ ગેલન પેટ્રોલ ભરાવ્યું તથા સોલ્યુશનનો ડબ્બો લીધો ત્યાંથી એક વાગ્યે રવાના થયા. તે રસ્તામાં ગાંમડાં જોતા જોતાં થાણાં પનવેલ, ઉરણ, કપોલી, બોપોલી. ખંડાલા ઘાટ તથા ગામ લોનાલાના બંગલા ખડકાસા, વડગાવ, શેલારવાડી ચીંચવડ એટલા ગામ જોતાં જોતાં સાંજના સવપાંચ વાગે પુના સંગમ પર શેઠ વૃજલાલ લક્ષ્મીદાસના સેનેટોરીયમ સંગમ ઉપર વેલ-સ્લી રોડ ઉપર આવેલું છે. અને તેના રખેવાળ વાસુદેવ રાધોબાઈ સેનેરેટીયમમાં રાતના તથા સવારના રસોઈ કરી જમ્યા હતા.

## તા. ૫–૨–૩૮

શનીવાર પુનાથી કોલ્હાપુર ૧૪૭ માઈલ.

સવારના વહેલા જમીને સવાદશ વાગે મોટ-રમાં રવાના થયા. પુનાથી સુરૂલ તથા સુરૂલથી કોલ્હાપુર સાંજના સાડાપાંચ વાગે આવ્યા હતા. રસ્તામાં કરાડમાં રોકાયા હતા, અને પેટ્રોલ લીધું હતું તથા ચહાપાણી પેટ્રોલવાળા શેઠ લખમીચંદને ત્યાં તેમના માણસ મણીલાલ તથા ભોગીલાલને ત્યાં કર્યા હતાં. પુનાથી રવાના થતાં રસ્તામાં કાત્રજ ઘાટ કાણુરોડ કીકવી, અંતારા ખંડાલા સુરૂલ બાદ્વી સતારા અતીત ઉંબ્રજ કરાડ કાસેગાંવ ઇસ્લામપુરાના રસ્તા કીની પંચગંગા નદીનોપુલ અને કોલ્હાપુર અવાય છે.

કોલ્હાપુરમાં કુનંગ બ્રધર્સ વાળા રામચંદ્ર પદનામા

કુનંગને ત્યાં ઉતારો કર્યો હતો તથા રાતના તથા બીજે દીને સવારના રસોઇ કરી જમ્યા હતા.

## તા. ૬-૨-૩૮

રવીવાર કોલ્હાપુરથી ધારવાર ૧૧૧ માઇલ

કોલ્હાપુરમાં તબીયત ઉજાગરાને લીધે જરા નરમ હોવાથી મુંબઇ પાછા જવાનો વીચાર રાખ્યો હતો પણ બપોરે જમ્યા પછી પાછા આગળ જવાનોજ વીચાર રાખી બપોરના એક વાગે ત્યાંથી નીકળેલ તે સાંજના છ વાગે ધારવાર આવ્યા.

ધારવારમાં મુસાફરોના બંગલામાં ઉતારો કર્યો છે. કોલ્હાપુરથી ધારવાર જતાં રસ્તામાં શીરગાંવ કારગલ મીંડલગા નીપાણી કરનાલા શંકરેશ્વર ગોતુર સુતકટ્ટા કકટ્ટી બેલગાંમ શાહપુર ભગવટી મુગટખાન હુબલી મલપ્રભા નદીનોપુલ હુલીકટ્ટી કીતુર તેગુર મામીગટી ને ધારવાર એટલા ગામ આવે છે. કોલ્હાપુરથી ધારવારની ૧૧૧ માઇલની મુસાફરી કરી હતી. મુંબઇથી ધારવાર અત્રે સુધી કુલ ૩૭૨ માઇલ થાય છે.

## તા. ૭-૨-૩૮

સોમવાર ધારવાર મુકામ.

ગઇ કાલે સાંજના છ વાગે અત્રે આવ્યા હતા. અને મુસાફર બંગલામાં ઉતારો કર્યો હતો. મુસાફર બંગલાનો રખેવાળ માહમદ છે. ત્યાં સાંજના રસોઇ કરી તથા તા. ૭

મી ને સોમવારનો દીવસ આખો રોકાયા હતા. બપોરના ગામમાં ફરવા ગયા હતા. ગામમાં દત્તાયત્ર તથા લક્ષ્મીનારાયણનાં એમ બે મંદીરો છે. ત્યાં દર્શન કરી આવ્યા હતા.

## ૮—૨—૩૮

ધારવારથી હરીહર ૯૩ માઇલ મુકામ હરીહર ધારવારથી હરીહર જતાં રસ્તામાં હુબલી ત્રોમલકોપ શેગાંવ બંકાપુર હાવેરી મોટીબેનુર રાણીબેનુર હરીહર એટલાં ગામ આવે છે.

હરીહરમાં દાખલ થવાનો ટેક્સ રૂા. ૧ છે તથા માઇસોર સ્ટેટના લાઇસન્સના રૂ. ૩, પડે છે જે લાઇસન્સ સાત દીવસ ચાલે છે.

તા. ૮—૨-૩૯ સોમવારના રોજ સવારનાં સાત વાગે મોટરમાં રવાના થયા તે સાડાદસ વાગે ૯૩ માઇલની મુસાફરી કરી. હરીહર—ક્ષેત્રમાં આવ્યા હતા ત્યાં હરી હરીશ્વરના મંદીરની બાજુમાં ધર્મશાળામાં ઉતારો કર્યો હતો. ત્યાં મંદીરમાં દર્શન કર્યા હતાં. હરી હરીશ્વરનું મંદીર બહુજ પુરાતની છે. અને દક્ષીણની જાત્રાનું સ્થળ છે. જેના માટે એમ કહેવાય છે કે અગાઉ ગુહાસુર નામનો દૈત્ય (રાક્ષસ) હતો જેણે બ્રહ્માની તપશ્ચર્યા કરી વરદાન મેળવ્યું હતું કે હું કોઇથી પણ દેવ અથવા દાનવથી મરૂં નહીં. પછી જ્યારે તેનો બહુજ ત્રાસ થયો ત્યારે દેવતાઓએ વીષ્ણુની સ્તુતી કરી. ત્યારે ભગવાને અર્ધું હરી તથા અર્ધું હર (મહાદેવજી) નું રૂપ ધરીને તે દૈત્યને પાતાળમાં ચાંપી દીધો હતો

એવી કથા ત્યાંના પુજારીયો કહે છે. શેઠ નારણદાસ લોખંડ વાળાની હરીહરમાં ત્યાંના લોખંડના વેપારી કે. પી. ગઢગીનાથ ઉપર ભલામણની ચીઠી હતી; પણ તે લોકો મળવા આવ્યા નહોતા.

## તા. ૯–૨–૩૮

બુધવાર મુકામ બેંગલોર હરીહરથી ૧૭૪ માઈલ

બીજે દીને એટલે તા. ૯–૨–૩૮ ને બુધવારે સવારના સાત વાગે બેંગલોર જવા નીકળ્યા હતા. ભાતું સાથે કરી લીધું હતું. રસ્તામાં હરીહર છોડયા પછી હરીહર દાવનગીરી આનગોડુ ભરમસાગર ચીતલદુર્ગ આલ્મંગલા વેદવતી નદીનો પુલ હરીસુર નવગોન્ડા હલ્લી સુવર્ણ મૂખી નદીનો પુલ અને પછી તવરીગીરી આવે છે. જ્યાં તે સ્ટેટનો રૂ. ૧. ટેક્સનો આપવો પડે છે. તવરીગીરી મુકયા પછી સીરા–કલનબેલા નેલહલુ—તુમકુર—કયાસન્દ્રા હોબ્સપેટ બેગુર–નેલમંગલા અને તે પછી બેંગલોર આવે છે. રસ્તામાં હોબ્સપેટમાં પણ રૂ. ૧) ટેકસ ભરવો પડે છે. રસ્તામાં કલમ બેલ્લા છોડયા પછી રસ્તામાં એક વાવ પાસે ઝાડની નીચે અમો બધાએ ટીમણ કીધું હતું એક કલાક રોકાયા હતા. રસ્તામાં હરીહર તથા દાવનગીરી તથા કુમકુરમાં પેટ્રોલ લીધું હતું. દાવનગીરી છોડયા પછી થોડાક માઇલમાં સડક ખરાબ આવે છે. હરીહરથી રવાના થઈને ૧૭૪ માઇલની મુસાફરી કરી સાંજના પાંચ વાગ્યે બેંગલોર આવ્યા હતા.

## તા. ૧૦–૨–૩૮

ગુરૂવાર બેંગલોર

બેંગલોર આવીને તપાસ કરતાં સ્ટેશન પાસે રાવબહાદુર કે. પી તોડહીપાની ધર્મશાળા (છાત્રમ) છે. તેમાં ઉપરના ભાગમાં ઉતારો કર્યો હતો. તે ધર્મશાળાનું ભાડું રોજનું ઉપરના ઓરડાનો રૂ. ૦ાા તથા નીચેનો રૂ. ૦। લેય છે ધર્મશાળાના ધણી સારા છે અને પાણી વગેરેની સગવડ સારી છે અત્રે બુધવારે સાંજના પાંચ વાગ્યે આવી, ગુરૂવારનો આખો દીવસ રોકાયા હતા. તે ધર્મશાળા બેંગલોર સીટીના સ્ટેશન નજીક આવેલી છે. ગુરૂવારે બપોરના બે વાગ્યે સાથે એક ભોમીયો લઇ બેંગલોર સીટી તથા બેંગલોર કેન્ટોન્મેન્ટમાં ફરવા નીકળ્યા હતા. બેંગલોર ઘણું મોટું શહેર છે. તે માઇસોર સ્ટેટની હદનું છે ત્યાં મોટરમાં ફરવા નીકળતાં નીચે મુજબ જોવા લાયક સ્થળો આવ્યા હતાં. જેમાં બેંગલોર સીટી મારકેટ, કન્યાશાળા, મ્યુનીસીપાલ ઓફીસ, લાલબાગ ઇંગ્રેજી હાઇસ્કુલ, રોડ સાદરી, આયર મેમોરીયલ હોલ જેમાં કોર્ટ બેસે છે. તથા માઇસોરના મહારાજા તથા રાજકુમારના પુતળાંઓ છે તે જોયાં પછી અત્રેનું મ્યુઝીયમ જોયું હતું. અત્રેનું મ્યુઝીયમ બહુજ જોવા લાયક સ્થાન છે જેમાં દેશદેશાવરોના મરેલાં દરેક જાતના જનાવરોનું તથા હાથીયારોનું તથા દેશી કારીગીરીના વણાટકામ તથા લાકડાનાં કોતરકામના ઘણાંજ સારા નમુનાઓ છે. મ્યુઝીયમ ઘણુંજ સરસ છે. બેંગલોર સીટી

પછી બેંગલોર કેન્ટોન્મેન્ટમાં ગયા હતા. અત્રેની બેંકો તથા વીમા કુા. ની ઓફીસો તથા દેવળો ફીરંગીના કેન્ટોન્મેટમાં છે કેન્ટોન્મેન્ટની શાક મારકીટ તથા ફ્રુટ મારકેટ બહુજ મોટી છે. તે પછી ત્યાં એક હીંદુ મંદીર છે., જેમાં શંકર તથા પાંડવો ( પાંચ ), તથા શ્રી નીવાસ સ્વામી તથા સુબ્રમણ્ય સ્વામીની મુર્તીયોનાં દરેકના જુદા જુદાં મંદીરો છે મંદીર ઘણું મોટું છે. શહેરના પ્રમાણમાં મંદીરો ઘણાં છે. પછી મોટી હોસ્પીતાલ તથા ઇલેક્ટ્રીક સ્ટેશન તથા બેંગલોર કેન્ટોન્મેન્ટનું સ્ટેશન જોયાં હતાં. માઇસોરના મહારાજાનો મહેલ જેમાં મોટા સુપ્રીન્ટેન્ડેન્ટ રહે છે તે જોવા ગયા હતા. પણ કોર્ટમાંથી પાસ મેળવ્યા સીવાય તે જોવા મલ્યા નહોતા તે મહારાજા પેલેસના નામથી ઓળખાય છે.

## તા. ૧૨-૧-૩૮

સુખડના રમકડા બનાવવાનું કારખાનું આવે છે. તથા કાચના વાસણો બનાવવાનું કારખાનું આવે છે. તે પછી જગપ્રસીધ્ધ શેઠ જમશેદજી નસરવાનજી તાતાની બંધાવેલી સાયન્સ તથા કેમીસ્ટ્રીની કોલેજ છે જેમાં તે શેઠની યાદગીરીનું મોટું પુતળું છે તે જોયા પછી બેંગલોર-પંદર માઇલને છેટે ત્રીપુકનહલ્લી નામે ગામ છે ત્યાં મોટું તળાવ છે ત્યાંથી આખા શહેરને પાણી પુરૂ પડે છે તે પાણી નળવાટે અત્રે આવે છે અને અત્રે મોટી ટાંકીયોમાં ભરાઇ ફીલ્ટર થઇને ગામને પુરૂં પુડે છે તે ફીલ્ટર સ્ટેશન તથા રેશમી કાપડની મીલ છે એટલું જોયા પછી સાંજના પાંચ

વાગે ઉતારે પાછા ફર્યાં હતા. બીજા સ્થાનો હશે પણ અમારી સાથેના ભોમીઆએ તેના જાણીતા એટલાં બધા સ્થળો બતાવ્યા હતા. બેંગલોરમાં રાવ બહાદુર કે. પી. તોડદપ્પાની મોલ્ટ્રી (ધર્મશાળા) બહુજ સગવડ વાળી છે. અને ત્યાંનો મેનેજર બહુજ સારો છે ત્યાં દરેક જાતની પાણી વગેરેની સગવડ છે. તા. ૧૧-૨-૩૮ ને શુક્રવારનો આખો દીવસ રોકાયા હતા.

## તા. ૧૨-૨-૩૮

શનીવાર બેંગલોરથી માઇસોર ૯૦ માઇલ થાય છે. જમીને સવારના અગીયાર વાગે બેંગલોરથી માઇસોર રવાના થયા હતા. બેંગલોરમાંથી નીકળતાં પેટ્રોલ ગ્યાલન પાંચ લીધું હતું. બેંગલોરથી માઇસોર જતાં રસ્તામાં કાન્ગેરી કલોસપેટ બીડાડી ચન્નાપટના છોડયા પછી માઇસોર ગવર્નમેંટનો રૂા ૧ ટેકસ ભરવો પડે છે. કીરાનગુર કાવેરી નદીનો પુલ અને શ્રીરંગમપટ્ટમ આવે છે, શ્રીરંગપટ્ટમમાં શ્રીરંગનાથ સ્વામીનું મોટું મંદીર છે ત્યાં દર્શન કરવા ઉતર્યા હતા. શેષશાઇ ભગવાનની મોટી મુર્તી છે તથા બીજી મુર્તીઓ છે. તથા તે મંદીરની અંદર બીજાં નાના મંદીરો લગભગ ૩૦ જેટલાં છે તથા ગરૂડજીની મોટી સોનાની મુર્તી છે તે બધાંના દર્શન કરી ત્યાંથી રવાના થયા. તે બપોરના સાડાત્રણ વાગે માઇસોર આવ્યા હતા. બેંગલોરથી માઇસોર ૯૦ માઇલ થાય છે માઇસોર આવ્યા ત્યારે તપાસ કરી સ્ટેશન પાસે ધર્મમુર્તી અમ્બાલે અન્નાલ્બ પંડીતની ધર્મશાળા છે તે

100 feet road હુંડ્રેડ ફીટ રોડ ઉપર આવેલી છે ત્યાં મુકામ કર્યો હતો તે ધર્મશાળા બેંગલોર જેટલી સગવડવાળી નથી. પણ બીજી ધર્મશાળાઓ કરતાં સારી છે. ત્યાં ઉતારો કરી ચા પાણી પીને ન્યુ ગાર્ડન જોવા ગયા હતા. ન્યુ ગાર્ડન માઈસોરમાં બહુ જોવા જેવું સ્થળ છે તેમાં ઝુલાજીકલ ગાર્ડન છે તેમાં દરેક દેશના ઇન્ડીયા આફ્રીકા અમેરીકા વગેરેના જાનવરો તથા પક્ષીઓનું સંગ્રહ સ્થાન છે માઇસોરના હાલના મહારાજાને જાનવરોનો બહુ શોખ છે એમ આ ગાર્ડન જોતાં સાબીત થાય છે. ત્યાં અંદર દાખલ થવાની ફી દરેક માણસની બે આના રાખેલી છે તે જોયા પછી માઈસોર મહારાજાની કુલદેવી ચામુંડી હીલ ઉપર છે તેના દર્શન કરવા ગયા હતા. ચામુંડી હીલ માઈસોરથી પાંચ માઇલ છેટે ડુંગર ઉપર છે માતાજીનું મંદીર બહુજ ભવ્ય તથા જોવા જેવું છે. તે સ્થાન બહુજ રમણીય છે ત્યાંથી નીચે નજર કરતાં આખા માઈસોરનો દેખાવ તથા આસપાસના ગામો દેખાય છે. ઉપર જવાના મોટરના રસ્તાઓ એવા સારા બનાવ્યા છે કે તેની ઉપર ચઢતાં પંચગની તથા મહાબળેશ્વરના વાંકાચુંકા રસ્તાનો દેખાવ નજરે પડે છે તે મંદીરમાં દર્શન કર્યા પછી પાછા ધર્મશાળામાં ઉતારા તરફ આવવા નીકળ્યા હતા. રસ્તામાં એક હોજની અંદર રંગબેરંગી લાઇટનો સુંદર ફુવારો છે માઇસોરમાં જોવા લાયક સ્થળો ચામુંડી માતાનું દેવળ ન્યુ ગાર્ડન રાજમહેલ જગમોહન પેલેસ કાવેરી નદીનો ધોધ જે માઇસોરથી બાર માઇલ છેટે આવેલો છે તે

વાઇસરોયનો મહેલ કૃષ્ણરાજ કાપડની માઇસોર મીલ્સ તથા બીજાં પણ જોવા લાયક ઘણાં સ્થળો છે. બેંગલોરથી માઇસોરના રસ્તામાં માઇસોર સુખડ ફેકટરી માઇસોરનું સાકરનું કારખાનું આવે છે તે જોવા ગયા હતા, પણ એક વાગ્યો હતો તેથી માણસો ખાવા ગયા હતા જેથી તે કારખાનું જોવા મલ્યું નહોતું.

ચામુંડી માતાજીના દર્શન કરી સાંજના ઘેર આવ્યા હતા.

## તા. ૧૩-૨-૩૮

રવીવાર મુકામ માઇસોર

આજ રોજ માઇસોરમાં મુકામ રાખી ગઇ કાલે બાકી રહેલા સ્થળો જોવા ગયા હતા. સવારના જમ્યા પછી અગીયાર વાગ્યે માઇસોરનો રાજમહેલ જોવા જવાની ચીઠી પ્રાઇવેટ સેક્રેટરીની ઓફીસમાંથી કઢાવી લાવ્યા હતા. તે પછી ત્રણ વાગ્યે રાજમહેલ જોવા ગયા હતા, માઇસોરનો રાજમહેલ ઘણોજ ભવ્ય તથા વીશાળ અને સુંદર જોવા જેવો છે. તેની અંદર દાખલ થતાં રવીવર્માના દેવ દેવીઓના મોટા ચીત્રો ભીંત ઉપર ઓઇલ પેઇન્ટથી ચીતરેલા છે. તેની વચમાં માઇસોરના હાલના મહારાજા તથા તેમના તથા તેમના પીતાશ્રી તથા દાદા તથા હાલના પાટવી કુંવરનું સુંદર મોટું ચીત્ર છે. ત્યાંથી આગળ જતાં દરબારની પ્રાઇવેટ કચેરી તથા સોનાનું રાજ સીંહાસન તથા ઓફીસરો તથા મીજબાનોની બેઠકોની ખુરશીઓ છે તથા લોખંડ ઉપર સોનાની ગીલી-

ટનું સુંદર નકશી કામ છે દરબારનો દશેરાની સ્વારી માટે ખાસ હોલ તથા ત્યાંનું સીંહાસન તથા કચેરીનો હોલ જોયા હતા તેમાં સુંદર રંગ બેરંગી ચીત્રો તથા ચોવીશ અવતારોનાં રંગીન ચીત્રો છે. તેની બાજુમાં મહારાજ શ્રી. સ્વારીમાં જતાં પબ્લીકના લોકોને દર્શન આપે છે. તેની ખાસ બેઠક છે તથા ઉપરના ભાગમાં જનાનાને વાસ્તે સગવડતા રાખેલી છે તથા તેનું બાંધકામ હજુપણ ચાલે છે. તે જોયા પછી ત્યાંનું જુના વખતનો હથીયારોના સંગ્રહસ્થાનનો ઓરડો આવે છે જેમાં માઇસોરના અગાઉના પ્રખ્યાત મહારાજા શીવાજીના વાઘનખ પણ છે. તથા વજ્ર મુષ્ટી નામનું કુસ્તીનું હથીયાર છે તથા તોપો છે તે પછી મહારાજાશ્રીને તેમણે જે જે સારાં કામો કર્યાં છે, તથા તેમની પ્રજા તરફથી મકાનો બંધાયા પછી ખુલ્લાં મુકાતાં ઓપનીંગ સેરીમની વખતે તેમને મળેલી ભેટોની સુંદર ચીજો ચાંદીની તથા હાથીદાંતની તથા સુખડના કોતર કામની વસ્તુઓનું સંગ્રહસ્થાન છે મહેલની અંદર દાખલ થતાં પુરાણાં વખતના હાથીદાંતની કોતરણી તથા સુખડની કોતરણીના ચાર મોટા સુંદર દરવાજા ભીંતમાં દેખાવ વાસ્તે ગોઠવી રાખેલ છે. તે જોતાં આપણાં હીંદુસ્તાનનાં અસલનાં વખતના કોતરકામની યાદ આવે છે. તે પછી આગળ વધતાં મહારાજા સાહેબની દશેરાની જે ભવ્ય સ્વારી ચઢે છે તેના જુદા જુદા વખતનાં ઘણાં રંગીન ચીત્રો છે. તથા દશેરાની સ્વારીમાં જે હાથી તથા ઘોડાનું પુજન થાય છે, તેના ચીત્ર છે તે પછી દશેરાને દીવસે જે હથીયારો (તરવારો) નું પુજન

થાય છે તે ચીત્ર છે તથા આગળ વધતાં મહારાજા સાહેબનો સંગીતનો હોલ જેમાં પ્રખ્યાત ગવૈયાઓ તથા નર્તીકાઓના જ્યારે ગાનતાન થાય છે તે વખતની મહારાજા સાહેબની તથા અમલદારોની તથા પ્રજાજનોની જુદી જુદી શોભા પ્રમાણે બેઠકો ગોઠવેલી છે તે હોલ પણ ઘણોજ સુંદર છે મહેલની વચમાં એક સુંદર પુવારો ગોઠવેલો છે ત્યાંથી બાજુના ભાગમાં મહારાજા સાહેબના ખાણા પીણાના તથા મીજબાનોના ઓરડાઓ આવેલા છે. મહેલના કંમ્પાઉન્ડમાં રાજ્યની કુળદેવીનું ભવ્ય મંદીર છે આ મહેલ ઘણોજ સુંદર તથા રજવાડી ઠાઠનો છે, મહેલ જોયા પછી માઇસોરની બજારોમાં ફરવા નીકળ્યા હતા અને જુદી જુદી બજારો જોઈ હતી તે પછી સાંજના ચાર વાગે ઘેર આવ્યા હતા. સાંજના છ વાગ્યાને સુમારે માઈસોરનું જે પ્રખ્યાત જોવા જેવું સ્થાન જે કનકબાડી ડેમ-અથવા કૃષ્ણરાજ સાગરના નામથી ઓળખાય છે તે જોવા ગયા હતા ત્યાંનો દેખાવ બહુજ રમણીય છે મોટર વાસ્તે ત્યાં જતાં રૂ ૧) ટેક્સ ભરવો પડે છે તથા બીજા પેસેન્જરો માટે તો માઈસોરથી આગળ ગાડીનીપણ સગવડ રાખેલી છે. દર શની રવીવારે ત્યાં હજારો માણસો માઇસોરમાંથી ફરવા જાય છે. કાવેરી નદીનો બાંધ પાળ બાંધીને અટકાવેલો છે. તથા ત્યાંથી હજારો પુવારાઓ તથા હોજો ગોઠવેલા છે. તેમાંથી નાનામોટા પુવારાઓ ઉડે છે. અને દર શની રવીવારે ત્યાં લાઈટ થાય છે ત્યારે દેખાવ બહુજ રમણીય તથા આનંદ દાયક લાગે છે. તે જોયા પછી ત્યાં લગભગ બે કલાક રોકાયા ને રાતના પાછા ઘેર આવ્યા હતા.

## તા. ૧૪–૨–૩૮

સોમવાર માઇસોરથી માયાનુર ૧૭૫ માઇલ.

માઇસોરથી આજરોજ સવારના ૭ વાગ્યામાં ત્રીચીનો-પલ્લી જવા રવાના થયા હતા. માઇસોરથી રવાના થયા પછી ત્યાંથી ૧૬ માઇલ ઉપર નન્જનગુ નામનુ ગામ આવે છે. ત્યાં નન્જન ગુડેઅર નામે મહાદેવજીનું મોટું મંદીર છે તે મંદીરમાં દર્શન કરવા રોકાયા હતા. તે મંદીરમાં પણ બીજાં નાનાં મંદીરો ઘણાં છે. ત્યાંદર્શન કર્યા પછી ત્યાંથી આગળ વધતાં ૨૨ માઇલ ઉપર ચામરાજ નગર નામનું ગામ આવે છે. ચામરાજ નગર પછી સત્ય મંગલ ૬૦ માઇલ ઉપર છે. ચામરાજ નગર અને સત્ય મંગલ વચ્ચેનો રસ્તો બહુજ ડુંગરાળ તથા આડા અવળા વાંક વાળો છે. તે રસ્તો મોટર વાગાંઓને ચઢવા ઉતરવાને સલામતી ભરેલો નથી. બહુજ જંગલવાળો તથા વેરાન છે. ચામરાજ નગરથી, સત્ય મંગલ આવનાં બહુજ મુશ્કલી પડે છે. ચામરાજ નગર ડુંગર ઉપર છે અને સત્ય મંગલ ડુંગરની તળેટીમાં છે. તે લગભગ ૨૫૦૦ ફીટનો ડુંગર ઉતરવા પડે છે. સત્ય મંગલ છોડયા પછી ગોબી આવે છે ગોબીમાં મુસાફર બંગલો છે. ત્યાં બપોરના વખતે ઉતારો કર્યો હતો તથા નાહી ધોઇને ભાતુ કર્યું હતું તથા પેટ્રોલ લીધું હતું ગોબીથી લગભગ બે વાગે રવાના થયા તે ઇરૂડ આવ્યા હતા. ગોબીથી ઇરૂડ લગભગ ૧૫ માઇલ થાય છે ત્યાંથી આગળ વધતાં કરૂર સાંજના ૭ વાગે આવ્યા હતા. ઇરૂડથી કરૂર

૩૬ માઈલ થાય છે ત્યાં મુસાફરી બંગલો છે પણ ત્યાં કોઇ આપણી ભાષામાં સમજતું નથી અને મુસાફરી બંગલો એટલે ખાલી બેજ ઓરડા છે તે ઓરડાઓ સરકારી અમલદારો જ્યારે રોકી બેસે છે ત્યારે મુસાફરોને બહુજ અગવડતા થઇ પડે છે. લગભગ અંધારૂ થવા આવ્યું હતું અને મુસાફરી બંગલામાં જતાં અમોને જગ્યા મળી નહોતી જેથી લાચારીએ આગળ વધ્યા હતા. અને કરૂરથી ૧૨ માઇલ છેટે માયાનુર કરીને ગામ છે ત્યાં રેલ્વે સ્ટેશન છે ત્યાં મુસાફરી બંગલો છે ત્યાં જતાં પણ તે બંગલો અમલદારોએ રોકી રાખવાથી આગળ વધવું પડ્યું હતું પણ તેટલામાં ત્યાં સરવન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટીની અનાથ બાળકોની નીશાળ છે તેના માસ્તર શાંભશીવમ નામે છે તે પોતાને ઘેર તેડી ગયા હતા અને રાતની રાત ત્યાં રોકાયા હતા. માયાનુર પાસે પણ કાવેરી નદી આવેલી છે માયાનુર બહુજ નાનું ગામ છે.

## તા. ૧૪-૨-૩૮

માયાનુરમાં સરવન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટીના અનાથ છોકરાંઓની સ્કુલના ફંડમાં રૂા ૫, આપ્યા હતા. માઇસોરથી માયાનુર ૧૬૩ માઇલ થાય છે માઇસોરથી માયાનુરના રસ્તામાં નજ્જનગુડ ચામરાજનગર સત્ગમંગલમ (સારી) ગોબી ઇરૂડ તથા કરૂર તથા માયાનુર એટલાં ગામ આવે છે. માયાનુરથી જમ્યા પછી બીજે દીને બપોરના બાર વાગે શ્રીરંગમ જવા રવાના થયા હતા. માયાનુરથી ત્રીચીનોપલ્લી ૩૨ માઇલ છે અને ત્રીચીનોપલ્લીથી શ્રીરંગમ ત્રણ માઇલ છેટે આવેલું છે.

ત્યાં શ્રીરંગમમાં ગોર પદમગોપાળાચાર્યના દીકરા કસ્તુરીને ત્યાં મુકામ કર્યો હતો. શ્રીરંગમ સોમવારને દીને સાંજના પાંચ વાગે આવ્યા હતા. માયાનુરથી ત્રીચીનોપલ્લી ૩૨ માઇલ છે પણ તે રસ્તો વસ્તીવાળો છે. તેટલા રસ્તામાં ૧૮ નાના ગામો આવેલાં છે તેમના નામ—માનાથાનાઇ, કુલીતલાઇ, મુલીતલાઇ, થાનાઇરપલ્લી, રાજેન્દ્રીરમ, પટ્ટવરથાલા, કમાયન, પલાય કલકારાપલાયમ, ચીરૂચુલમ પેરૂકામન, નંગાવરમ, લીરૂપ-થાયમ, કુલમાની જીય:પુરમ, અલ્લુર, મુત્તરા સનાલુર, કમ્બા-સરા પટ્ટમ, અને ત્રીચીનોપલ્લી. ત્રીચીનાપલ્લીથી શ્રીરંગજી ત્રણ માઇલ છેટે છે.

## તા. ૧૫-૨-૩૮

આજ રોજ સવારના શ્રીરંગજીના દર્શન કરવા ગયા હતા. શ્રીરંગજીનું દેવળ બહુજ વીશાળ તથા પુરાતન છે. લોકો કહે છે તે વીશ્વકર્માનું બનાવેલું છે છ દરવાજા પસાર કર્યા પછી મોટું મંદીર આવે છે અત્રેની નવાઇ એટલીજ છે કે હીંદુસ્તાનમા દરેક ઠેકાણે દેવળો પુર્વ મોઢે હોય છે જ્યારે આ મંદીર દક્ષીણ મોઢે છે અત્રે ગોર લોકો કહે છે કે રાવણને માર્યા પછી જ્યારે વીભીષણને લંકાની ગાદી સોંપી ત્યારે વીભીષણે શ્રી. રામચંદ્રજીની ભકતી તથા દર્શન માંગ્યા વીભીષણ રાક્ષસ હતો પણ તે રામનો પરમ ભકત હતો તેથી વીભીષણને દર્શન આપવા સારૂં આ મંદીર દક્ષીણ મુખે વિશ્વકર્મા પાસે તૈયાર કરાવ્યું છે મંદીરમાં શ્રીરંગ-નાજી વીષ્ણુની શેષશાઇ અસલ મુર્તી છે. પાસે વિષ્ણુની ભોગ

મુર્તી છે તથા પાસે શ્રીદેવી તથા ભુદેવી તેમની બે પટ્ટરાણીની મુર્તીઓ છે. આ વીશાળ મંદીરની અંદર નાનામોટાં ત્રીસ મંદીરો આવેલાં છે. સવારના મંગળાના દર્શન પહેલાં હાથી સાથે કાવેરીથી જળ લઈ આવે છે. પછી હાથી તથા ગાય મંદીર સન્મુખ ઉભા રહે છે ત્યાં તેમની પુજા થાય છે પછી દર્શન ખુલ્લે છે તે મંદીરમાં સામેજ ગરૂડજીનું મોટું મંદીર છે. તેમાં ગરૂડજીની મોટી મુર્તી વિષ્ણુ સન્મુખ હાથ જોડી બેસેલી છે આજુ બાજુ શ્રી રામચંદ્રજી સુદર્શન ચક્ર–દીવાનજી તથા બીજા નાનાં મોટાં ઘણાં મંદીરો છે આ મંદીરને ફરતાં ચારે બાજુ કુલ્લે ૨૪ દરવાજા છે. ગામમાં બીજુ સુભગેશ્વર મહાદેવનું પણ મંદીર છે તથા ઉત્તર કાવેરી અને દક્ષીણ કાવેરી બન્ને તરફ સ્નાન થાય છે. દક્ષીણની યાત્રામાં શ્રીરંગજી મોટું ધામ ગણાય છે. ત્યાં ત્રણ દીવસ રોકાયા હતા. એક દીવસ ત્રીચીનોપલ્લી ગયા હતા. ત્રીચીનાપલ્લી મોટું શહેર છે ત્યાં ડુંગર ઉપર ગણેશજીનું મોટું મંદીર તથા બીજું શંકરનું મંદીર છે. જે માતૃ ભુતેશ્વરના નામે ઓળખાય છે ત્યાં ડુંગર ઉપર લગભગ–૨૫૦–થી ૩૦૦ પગથીયાં ચડવા પડે છે. ત્યાં ઉપર ચડયા નહોતા પણ બંને મંદીરો સારૂ પુંજાપા મોકલાવી આપ્યો હતો. તથા બધી બજારોમાં ફર્યા હતા તથા સીંગર ગાર્ડનમાં ભાઈ નારણદાસની ચીઠી મુજબ તેના આડતીયા શેઠ ગુલામદસ્ત ગીરખાન એન્ડ સન્સની દુકાને તેમને મળવા ગયા હતા. ત્યાંથી બીજી બજારોમાં ફરીને સાંજના પાછા ઘેર આવ્યા હતા. બીજે દીવસે સાંજના દક્ષીણ

કાવેરી તરફ ફરવા ગયા હતા. અને પગે ચાલીને મંદીરને ફરતી પ્રદક્ષીણા કરી હતી મંદીરમાં ચંદ્ર પુષ્પકરણી નામે કુંડ છે. તથા વૈકુંઠનાથ મહાદેવનું મંદીર છે જે બાજુ તે મંદીર આવેલું છે તે દરવાજો પણ વૈકુંઠ દરવાજા નામથી ઓળખાય છે. અને ત્યાં આગળ દર વરસે પોશ શુદ ૧૧નો મોટો મેળો ભરાય છે. આ અગીયારસને વૈકુંઠ અગીયારસ પણ કહે છે અત્રેથી તા. ૧૮–૨-૩૮ને શુક્રવારના રોજ સવારના વહેલાં મદુરા તરફ જવા રવાના થયા હતા.—

## તા. ૧૮–૨–૩૮ શુક્રવાર

### શ્રીરંગમથી મદુરા માઇલ ૯૫

સવારના છ વાગ્યે શ્રી રંગમથી રવાના થઈને બપોરના ૧૧॥ વાગ્યાના સુમારે મદુરા આવ્યા હતા. ત્યાં શેઠ મગનીરામનીં ધર્મશાળા કે જે મારવાડીની ધર્મશાળા તરીકે ઓળખાય છે, તેમાં ઉતારો કર્યો હતો. સાંજના ચાર વાગ્યે મદુરામાં મંદીરમાં દર્શન કરવા ગયા હતા. મદુરામાં મીનાક્ષી દેવીનું મોટું વીશાળ મંદીર છે. તથા તેની બાજુમાં શંકરેશ્વર મહાદેવનું પણ મોટું મંદીર આવેલું છે. આજુબાજુ બીજા નાના મંદીરો છે. મંદીરમાં મીનાક્ષી દેવીની ભવ્ય મુર્તી છે. ત્યાં દર્શન તથા પુજા કરી હતી મંદીરની બાજુમાં મોટા કુંડ આવેલા છે મંદીરમાં દર્શન કર્યા પછી ત્યાંના રાજાનો મહેલ જોવા ગયા હતા. હાલ ત્યાં કોઈ રાજા નથી. પણ ત્યાં

મદુરાની કોર્ટ બેસે છે. મહેલ મોટો વીશાળ તથા પુરાતની છે બાજુમાંજ રાણીઓનો મહેલ છે. ત્યાંથી બહાર ન આવતાં મીનાક્ષી દેવીના મંદીરમાં રાણીઓથી દર્શન કરવા જઈ શકાય છે. મદુરામાં અત્યારે મદ્રાસ ઈલાકાની હકુમત ચાલે છે. મહેલ જોયા પછી ગામની બહાર મીનાક્ષી દેવીનો એક મોટો કુંડ છે તથા કુંડની વચમાં બંગલો છે ત્યાં ઉત્સવને દીવસે દેવીની પાલખી નીકળે છે તથા તે ભોગમુર્તીને ત્યાં બંગલામાં પધરાવે છે. તે જોયા પછી ત્યાં કુંડમાં હોડી રાખે છે તે હોડીમાં બેસી કુંડમાં ફરવા ગયા હતા. ફરીને આવ્યા બાદ રાત્રે ઉતારે પાછા આવ્યા હતા.

## તા. ૧૯–૨–૩૮ શનીવાર મદુરા

બીજે દીવસે સવારના ઓટો મોબાઈલ કં. ના મેનેજરને મળવા ગયા હતા અને તેની પાસેથી રસ્તાની માહીતી મેળવી હતી. મદુરામાં ઓટોમોબાઈલ અસોસીએશનના એજન્ટ મી. ટી. એસ. રાજન છે શ્રીરંગજીથી મદુરા જતાં રસ્તામાં ત્રીચીનોપલી કુલાતુર સ્ટેશન વીરાલી મલાઈ સુથુર કોવીલપટ્ટી શેવરમકુરીચી પાલરની નદી કોટમપટ્ટી, તુંબાપટ્ટી ચેલુર અને મદુરા, એટલા ગામો આવે છે.

## તા. ૧૯–૨–૩૮

શનીવાર મદુરાથી રામનાદ ૭૪ માઈલ.

બપોરના જમીને બાર વાગ્યે રામનાદ જવા નીકળ્યા હતા. મદુરાથી રામનાદ સ્ટેશન ૭૪ માઇલ દુર થાય

છે. રસ્તામાં નીચે મુજબ ગામ આવે છે. સોલાલ મનતી રૂપવન્નમ, તીરૂપચટ્ટી, મુતનેનહલ, માના મદુરા, પારથી બનુર, પરમગુડી, પાન્ડીકનોલ સાતીરકુડી, અને રામનાદ, એટલાં ગામ આવે છે. મોટર રસ્તો રામનાદ સુધીજ છે. પછી રામેશ્વર તથા ધનુષ્કોડી ટ્રેનમાં જવાય છે રામનાદ સાંજના સાડાત્રણના સુમારે પહોંચ્યા હતા. રામેશ્વરના ગોર ગંગારામનો માણસ શંકર મદુરામાં મલ્યો હતો રામનાદ સ્ટેશનના વેટીંગ રૂમમાં ઉતારો કર્યો હતો તથા ચાપાણી પીધાં હતાં. સાંજના છ વાગ્યાની ગાડીમાં અમો રામેશ્વર રવાના થયા હતા મેતાજીને તથા ડ્રાઇવરને મોટર ટ્રેનમાં ચડાવવા સારૂ પાછળ રોકયા હતા. રામનાદથી મોટર માટે સ્ટેશન માસ્તર પાસે વેગન મંગાવવાનો મદુરા તાર કરાવ્યો હતો મોટર રવાના કર્યા પછી. રવીવારે બપોરના દોઢ વાગ્યાની ટ્રેનમાં મેતાજી તથા ડ્રાઇવર રામેશ્વર આવ્યા હતા

## તા. ૨૦–૨–૩૮

રવીવાર રામનાદ સ્ટેશન.

રામેશ્વર—સાંજના ચાર વાગે મંદીરમાં દર્શન કરવા ગોરના માણસ સાથે ગયા હતા. તે ટાઇમે દર્શન થયાં. નહાતાં તથા સમુદ્ર કીનારે ફરવા ગયા હતા.

રામેશ્વર

રામેશ્વર મહાદેવનું મંદીર પુર્વ દરવાજાથી થોડે છેટે જતાંજ સમુદ્રકીનારે આવે છે. ત્યાં ગરીબ બાવાઓને દાળીયા ખવરાવ્યા હતા. તે પછી મંદીરમાં ગયા હતા. રામેશ્વરનું

મંદીર દક્ષીણ તરફના સર્વે મંદીરો કરતાં ઘણુંજ મોટું અને વીશાળ છે. તે જોતાંજ આપણને લાગે છે કે આ કોઇ મનુષ્યે બનેલું નથી. તે ખાસ વિશ્વકર્માના હાથેજ રામાવતારમાં તૈયાર થયેલું છે રામેશ્વર આખા હિંદુસ્તાનમાં બાર જ્યોતીલીંગ છે તેમાંનું દક્ષિણનું જ્યોતિલિંગ છે. મંદીરનો ઘેરાવો લગભગ બે માઈલમાં છે તથા તેમાં ૨૪ તીર્થ કુંડ છે. રામેશ્વરના મંદીરની બાજુમાં પાર્વતી માતાનું મંદીર આવેલું છે. દરરોજ સવારના પાંચ વાગ્યે મંદીરની એક ગાય રામેશ્વર સન્મુખ લાવવામાં આવે છે. ત્યાં તેને દોહવાય છે તથા તે દુધ તથા ગંગાજળથી મંદીરમાં મંગલા થયા પછી તુરત દુધ તથા જલથી સ્નાન થાય છે. આ દરરોજનો નિયમ છે. મંદીરમાં બીજા અસંખ્ય મંદીરો છે. મંદીરની બીજી બાજુમાં ગંગાજીનું મંદીર આવેલું છે. તે સીવાય ગણપતી કાર્તીક સ્વામી પાંચપાંડવ તથા રામ લક્ષ્મણ તથા સીતાજી ગરૂડજી વીભીષણ તથા એક બાજુ કુંડ તરફ સહસ્ત્ર (એકહજાર) શીવલીંગો છે. કાલીકા માતાનું મંદીર છે તથા બીજા અસંખ્ય મંદીરો છે. રામેશ્વરના મંદીરના સામે જે મોટો નંદી છે તેવો આખા હીંદુસ્તાનમાં બીજે કયાંઇ નહી હોય. અને દર્શન કરતાં જાણે સાચોજ નંદી સામો આવીને કેમ બેઠો હોય. રામાવતારમાં જયારે રાવણ સીતાજીનું હરણ કરી ગયો હતો ત્યારે શ્રી. રામચંદ્રજી સીતાજીને શોધતાં શોધતાં કીસ્કંધા નગરીમાં આવેલા છે ત્યાં તેને વાનરોના રાજા સુગ્રીવનો મેલાપ થયો સુગ્રીવને તેના ભાઇ વાલી સાથે અણબનાવ હોતાં શ્રીરામે સુગ્રીવનો પક્ષ લઇ વાલીને

માર્યો તથા સુગ્રીવને ગાદીએ બેસાર્યો ત્યાંથી હનુમાનજી તથા બીજા વાનરોને ચારે દીશામાં શોધ કરવા મોકલ્યા. ત્રણે દીશામાંથી વાનરો પાછા આવ્યા અને દક્ષીણ દીશામાં હનુમાનજી ( વાયુ પુત્ર ) ગયેલ તે શોધ કરતાં કરતાં સમુદ્રની વચમાં લંકા નામે ( હાલનું સીલોન ) રાવણ સીતાજીને હરી ગયો હતો એવા ખબર સાંભળ્યા હનુમાનજી સમુદ્ર કીનારે આવી વીચાર કરવા લાગ્યા કે હવે લંકા પહોંચવું શી રીતે પછી શ્રી રામચંદ્રજીની સ્તુતી કરી તથા પોતાના પીતા વાયુનું ધ્યાનધરી સમુદ્ર કીનારેથી સમુદ્ર ઉલંઘન કરવા છલંગ મારે છે વાયુ પુત્ર સીવાય બીજા કોઈ વાનરની તાકાદ નહોતી કે જે આ કામ કરી શકે. લંકામાં આવ્યા પછી ગુપ્ત વેશે હનુમાનજી સીતાજીની શોધ કરે છે.

શોધ કરતાં કરતાં રાવણના અશોક વનમાં રાક્ષસોના સખ્ત ચોકી પહેરા નીચે સીતાજીને જુએ છે અને જ્યારે રાક્ષસણીઓ આડી અવળી થાય છે ત્યારે ઝાડ ઉપરથી શ્રી રામચંદ્રજીની મુદ્રીકા ( વીંટી ) નીચે નાખે છે. શ્રીરામની વીંટી નજરે પડતાંજ સીતાજી ચમકે છે તથા ઉપર નજર કરે છે ત્યાં એક વાનરને જુએ છે. હનુમાનજી સીતાજીને પ્રણામ કરી બધી વાત કહે છે તથા હું શ્રીરામનો ભક્ત તથા સેવક છું અને શ્રીરામ થોડા વખતમાં લંકા ઉપર ચડાઇ કરશે એમ ધીરજ આપે છે આ બધી વાર્તા ઇતિહાસ પ્રચલીત છે તથા રામાયણના ગ્રંથમાં આવે છે એટલે તેનું વીવેચન કરવાની જરૂર નથી.

આપણે હવે શ્રી. રામેશ્વરની જ્યોતીલીંગની મુળ સ્થાપનાની વાત ઉપર આવીએ. શ્રી રામચંદ્રજી જ્યારે વાનરોનું સૈન્ય લઈ દક્ષીણ કીનારે સમુદ્ર ઉપર આવ્યા ત્યારે શ્રીશંકરની સ્તુતી કરી હનુમાનજીને શ્રી. કાશીવીશ્વેવરની સ્ફાટીકની મુર્તી લાવવા આજ્ઞા કરી હનુમાનજી એકને બદલે બે જયોતીરલીંગ લઈ આવ્યા એટલે શ્રીરામચંદ્રજી પોતાના શ્રી. હસ્તેજ ત્યાં શંકરની જ્યોતીરલીંગનું સ્થાપન કરે છે. તથા વિશ્વકર્માને મંદીર તૈયાર કરવાનું કહેતાં તે મંદીર તૈયાર થાય છે. જે હાલ દક્ષીણની યાત્રાનું મોટામાં મોટું ધામ ગણાય છે મંદિરમા શ્રી. રામેશ્વરની સ્થાપીત અચલ મુર્તી છે. મંદીર બહાર બીજા મંદીરમાં શ્રી રામેશ્વરજીની તથા ગંગાજીની ભોગમુર્તી છે, બીજી પાર્વતીજીની પણ ભોગમુર્તિ છે પાવર્તીજીના મંદીરની બાજુમાંજ શ્રીરામેશ્વરજીનું શય્યા મંદીર છે ત્યાં પ્રથમ શ્રી. રામેશ્વરજીને (ભોગમુર્તીને) જગાડ્યા પછી પુંજારી શ્રીને મોટા મંદીરમાં પધરાવે છે જ્યાં દુધ તથા ગંગાજલથી તથા જલથી સવારના વહેલાં શ્રી. રામેશ્વરને સ્નાન થાય છે જે બાબત પહેલાં ઉપર જણાવી છે. રાત્રે પાલખીનાં દર્શન કર્યા પછી ગોર ગંગારામને ઘેર એટલે ઉતારે આવી સુઈ રહ્યા હતા. શીવરાત્રીનો ટાઈમ હોવાથી શ્રી રામેશ્વરની દશ દીવસ સુધી જુદે જુદે ઠેકાણેથી અને જુદા જુદા વાહનો ઉપર પાલખી નીકળે છે જે આગળ ઉપર જણાવીશું.

## તા. ૨૧–૨–૩૮ સોમવાર

આજે સવારનાં વહેલા ઉઠી દર્શન કરી આવ્યા પછી

રસોઇ તયાર થયા પછી જમીને બપોરના એક એકો કરી રામેશ્વરથી એક માઇલ છેટે ડુંગર ઉપર શ્રીરામ ઝરૂખો છે. ત્યાં દર્શન કરવા ગયા હતા. રામ ઝરૂખે જતાં અર્ધા માઇલ ઉપર શ્રી. હનુમાનજીનું મંદીર આવે છે. તથા બાજુમાંજ હનુમાન કુંડ છે. તેમાંથી ચર્ણામૃત લીધું હતું. તથા શ્રી. હનુમાનજીના દર્શન કર્યા હતા તે પછી આગળ જતાં બીજા વાનરોનાં નલકુંડ સુગ્રીવકુંડ નીલકુંડ વગેરે કુંડો આવે છે જે બધાનાં ગાડીમાંથી દર્શન કીધાં હતાં. તે પછી લગભગ પાંચ સાડા પાંચના સુમારે શ્રીરામ ઝરૂખે પહોંચ્યા હતા.

રામ ઝરૂખાનું મંદીર પણ પુરાતની તથા બહુજ રમણીય છે. ત્યાં શ્રી. રામ લક્ષ્મણ તથા સીતાજીની મુર્તીઓ છે. તથા બાજુમાં માતાજીનું મંદીર છે. ત્યાં દર્શન કર્યા પછી ઉપર અગાસીમાં ગયા હતા તે જગ્યા બહુજ રમણીય તથા ઉંચી છે ત્યાંથી ચારે તરફ સમુદ્ર જણાય છે અને ચાર સમુદ્રની વચમાં બેટમાં ઉભા હોઇએ એવો દેખાવ લાગે છે સામે ધનુષ કોડીનું તીર્થ દેખાય છે. તે ઝરૂખા ઉપર બેઠા પછી નીચેનો શ્રી. રામચંદ્રજીનો દુહો યાદ આવે છે

## દોહરો

રામ ઝરૂખે બેઠકે· સબકા મુજરા લેત<br>
જૈસી જીનકી ચાકરી વૈસા ઉનકું દેત

રામ ઝરૂખેથી પાછા ફરતાં બીજે રસ્તે જવાય છે તે રસ્તા ઉપરથી જતાં પાંચ પાંડવોના કુંડ આવે છે સાથી

પ્રથમ કુંડ ધર્મકુંડ ભીમકુંડ અર્જુનકુંડ નિકુલકુંડ અને સહદેવકુંડ તે બધાના ગાડીમાં બેઠે બેઠે દર્શન કર્યાં હતા પગે ચાલીને જતાં રામ ઝરૂખે જવું સવડ પડે છે તથા જાત્રાળુઓ ઘણે ભાગે પગે ચાલીનેજ જાય છે સાંજના રામ ઝરૂખેથી પાછાં આવીને રાત્રે પાલખીનાં દર્શ કર્યાં પછી સુઇ ગયા હતાં બીજે દીવસે ધનુષકોડી જવાનું હોવાથી રાત્રે ભાતુ તૈયાર કરી લીધું હતું.

## તા. ૨૨–૨–૩૮

ભોમવાર મુકામ રામેશ્વર

આજે સવારનાં વહેલા સાડા ત્રણ વાગે ઉઠી સવારનાં સાડાચારની ગાડીમાં ધનુષકોડી સ્નાન કરવા ગોરના માણસ શંકરને સાથે લઇને ગયા હતા. રામેશ્વરથી ધનુષકોડી જતાં પમ્બાન જંકસન આવે છે. ત્યાં ગાડી બદલવી પડે છે સવારના સાડા સાતના સુમારે ધનુષકોડી સ્ટેશને ઉતર્યા હતા. સ્ટેશનથી દરીયાના તીર્થ ઉપર જવાનો રસ્તો રેતીવાળો છે અને એક માઇલ દુર છે તેથી બેલગાડી આવવા જવાની રૂ. ૨॥ અઢીમાં ભાડે કરી હતી. ત્યાં લગભગ આઠેક વાગ્યાના સુમારે ગયા હતા. અને બ્રાહ્મણ પાસે પુજા કરાવી તીર્થ સ્નાન કર્યું હતું. ત્યાં પુર્વ તથા પશ્ચીમ હીંદુસ્તાનના બંને તરફના દરીયાનું સંગમ છે. અને ત્યાંના સ્નાનનુંજ મહાત્મ્ય છે. દરેક યાત્રાળુઓ જે રામેશ્વર જાય છે તે ત્યાં સ્નાન કરવા જાય છે ત્યાં પાસેજ એક મહાદેવનું મંદીર છે બીજુ કાંઈ ત્યાં જોવા જેવું નથી. લગભગ દસ વાગ્યાના સુમારે

સ્નાન કરી પાછા સ્ટેશને આવ્યા. અને સાથે ભાતું લીધું હતું તે જમ્યા હતા. બપોરના એક વાગ્યાના સુમારે ઘેર પાછા આવ્યા હતા. સાંજના મંદીરે દર્શન કીધાં હતાં તથા રાત્રે પાલખીના દર્શન કીધાં હતાં.

## તા. ૨૩–૨–૩૮

બુધવાર રામેશ્વર

આજે બીજે ક્યાંઇ જવાનું હતું નહીં પણ શીવરાત્રી સુધી રોકવાનું હતું જેથી સવારના છ વાગે મંગલાના દર્શન કીધાં હતાં. તથા રાત્રે પાલખીના દર્શન કીધાં હતાં.

## તા. ૨૪–૨–૩૮ ગુરૂવાર

રામેશ્વર તા. ૨૫-૨૬ તથા તા. ૨૭ ફેબ્રુઆરી શુક્ર શની, રવી.

આ ચાર દીવસો રામેશ્વરમાંજ રહ્યા હતા. તેમાં કાંઇ ખાસ જાણવા જેવું હતું નહીં. તા. ૨૬ મીના રોજ રામેશ્વરના મંદીરમાં ચોવીસ તીર્થના કુવાઓ છે તેના નામ નીચે મુજબ છે. સાથી પહેલું મંદીરમાં દાખલ થતાં થોડે દુર ગયા પછી માધવકુંડ આવે છે તેમાંથી જલ લાવી બહાર સ્નાન કરાય છે. દરેક યાત્રાળુઓ તે એક તીર્થમાં ઘણે ભાગે સ્નાન કરે છે અને બીજા તીર્થોમાં આચમન કરે છે ઘણાંક ભાવીકો દરેકે દરેક ચોવીસે તીર્થોમાં સ્નાન કરે છે અગ્ની તીર્થ છે તે સમુદ્ર સ્નાનનું છે,

## તીર્થના નામ

૧. માધવ તીર્થ ૨ નલતીર્થ ૩ નીલ તીર્થ ૪ ગવયતીર્થ ૫ ગવાક્ષ તીર્થ ૬ ગંધમાધન તીર્થ ૭ બ્રહ્મહત્યા વીમોચન તીર્થ ૮ અગ્નીતીર્થ ૯ અગસ્ત્યતીર્થ ૧૦ ગાયત્રીતીર્થ ૧૧ સાવી-ત્રીતીર્થ ૧૨ સરસ્વતીતીર્થ ૧૩ મહાલક્ષ્મીતીર્થ ૧૪ સુર્ય-તીર્થ ૧૫ ચંદ્રતીર્થ ૧૬ ચક્રતીર્થ ૧૭ શંખતીર્થ ૧૮ ગંગા-તીર્થ ૧૯ જમનાતીર્થ ૨૦ ગયાતીર્થ ૨૧ શીવતીર્થ ૨૨ સાદયામૃતતીર્થ ૨૩ સર્વતીર્થ ૨૪. કોટી તીર્થ.

દરેક યાત્રાળુઓ ૨૩ તેવીસ તીર્થોમાં સ્નાન કરે છે અને છેલ્લે દીવસ જે દીવસે રામેશ્વરથી રવાના થવું હોય તે દીવસે ચોવીસમાં કોટીતીર્થમાં સ્નાન કરે છે અને વીદાય થાય છે.

## પાલખી

શીવરાત્રી ઉપર ત્યાં મોટો મેળો ભરાય છે અને આસપાસનાં ગાંમડામાંથી તથા ઘણે દુરથી પણ ભાવીક યાત્રાળુઓ શીવરાત્રી ઉપર ખાસ આવે છે અને શ્રી. રામેશ્વરને ગંગોદકથી સ્નાન કરાવે છે. ગંગોદક શંકરને પુજારીઓ ચડાવે છે કેટલાકની પાસે ગંગોદક હોય નહીં તે મંદીરમાંથી ખરીદ કરે છે. તથા બીજાઓ કેટલાક ખાસ ગંગાજીથી ગંગોદકની ગાગરો પેક શીલબંધ લાવે છે અને શ્રી રામેશ્વરને સ્નાન કરાવે છે. ગંગોદક ચડાવવાની ત્યાંથી ચીઠી કઢાવવી પડે છે ગંગોદકની ચીઠીના રૂ ૨, લે-વામાં આવે છે. તથા દુધેથી સ્નાન કરાવે છે તેનાં રૂ ૧)=

એક રૂપીયોને બે આના ચીઠીના આપવા પડે છે. શીવરાત્રીના નવ દિવસ અગાઉથી દરરોજ શ્રી. રામેશ્વરની દીવસમાં બે વખત સવારના તથા સાંજના પાલખી નીકળે છે અને જુદા જુદા વાહનો ઉપર નીકળે છે એક પાલખીમાં શ્રી રામેશ્વરજીની ભોગ મુર્તી તથા બાજુમાં ગંગાજીની મુર્તી છે તથા બીજી પાલખીમાં શ્રી પાર્વતીજીની ભોગ મુર્તી નીકળે છે. તે મંદીરને પ્રદક્ષીણા કરી પાછા ફરે છે રાતની પાલખી લગભગ ૯ાા થી ૧૦ ના સુમારે નીકળે છે અને ધામધુમથી પાછી મંદીરમાં આવતા રાતના એકથી બે વાગે છે. આ બે મોટી પાલખીઓની આગળ શ્રી. ગણપતીની પાલખી ઉંદરના વાહન ઉપર નીકળે છે અને તેની બાજુમાં કાર્તીકસ્વામીની પાલખી ચાંદીના મોરના વાહન ઉપર નીકળે છે તેની પાછળ નંદીકેશ્વરની પાલખી હોય છે તેની પાછળ શ્રી. રામેશ્વર તથા શ્રી પાર્વતીજીની પાલખીઓ હોય છે સવારીની આગળ દરરોજ ધામધુમથી દારૂખાનું ફુટે છે. તેવો ત્યાંનો કાર્યક્રમ છે જુદે જુદે દીવસે જુદા જુદા સોનાના વાહન ઉપર જે પાલખીઓ નીકળે છે. તે નીચે મુજબ છે. આ વર્ષ નીચે મુજબ તારીખો લખેલી છે તેજ મુજબ દર વરસે નીકળે છે ફક્ત તારીખોમાં ફરક પડે છે.

તા. ૨૦–૨–૩૮ રવીવાર

બપોરની પાલખી ધ્વજારોહણ રાત્રે શ્રી રામેશ્વરનું સોનાના નંદાકેશ્વર વાહન શ્રી પાર્વતીજીનું સોનાનો હંસ વાહન.

તા. ૨૧–૨–૩૮ સોમ

બપોરની સાદી પાલખી ચાંદી સોનાનો રથ રાત્રે શ્રી રામેશ્વરનું સુવર્ણ કલ્પવૃક્ષ વાહન શ્રી પાર્વતીજીનું સુવર્ણ કામધેનું વાહન

તા. ૨૨–૨–૩૮ મંગળ

બપોરની સાદી પાલખી ચાંદીની રાત્રે શ્રી રામેશ્વરનું ભુત વાહન શ્રી પાર્વતીજીનું ચાંદીનો પોપટ વાહન

તા. ૨૩–૨–૩૮ બુધ

,, ,, રાત્રે શ્રી રામેશ્વરનું કૈલાસ રાવણ વાહન શ્રી પાર્વતીજીનું સીંહ વાહન

તા. ૨૪–૨–૩૮ ગુરૂ

,, ,, રાત્રે શ્રી રામેશ્વરનું સુવર્ણ હાથી વાહન શ્રી પાર્વતીજીનું સુવર્ણ હાથી વાહન

તા. ૨૫–૨–૩૮ શુક્ર

,, ,, રાત્રે શ્રી રામેશ્વરનું સુવર્ણ નંદી વાહન શ્રી પાર્વતીજીનું સુવર્ણ નંદી વાહન

તા. ૨૬–૨–૩૮ શની

બપોરની સોનાની પાલખી એક લાખ સાઠ હજાર રૂપીઆની કીંમતની છે. રાત્રે શ્રી રામેશ્વરનું ઈંદ્રીવીમાન વાહન શ્રી પાર્વતીજીનું ઇંદ્રવીમાન વાહન

તા. ૨૭–૨–૩૮ રવી

બપોરની સાદી પાલખી ચાંદી રાત્રે શ્રી રામેશ્વરનું સુવર્ણ ઘોડા વાહન શ્રી પાર્વતીજીનું સુવર્ણ ઘોડા વાહન

શીવરાત્રી તા. ૨૮–૨–૩૮ સોમ

સવારના નવ વાગ્યે સાદો રથ રાત્રે રામેશ્વરનું ચાંદીનો વીજળીની રોશનીવાળો રથ વહાન કે જેમાં એક બાજુ ગંગાજી તથા બીજી બાજુ પાર્વતીજી બીરાજે છે.

## તા. ૧-૩-૩૮ ભોમવાર

છેલે દીવસે શીવરાત્રીને બીજે દીવસે સવારના પાલખી તથા રાત્રે સુવર્ણનંદી વાહન નીકળે છે.

આ રીતે દર વર્ષે શીવરાત્રી ઉપર ત્યાં મોટો મેળો ભરાય છે અને શ્રી રામેશ્વરને સવારથી તે મોડી રાત સુધી આખો દીવસ ગંગોદક સ્નાન ચાલુ રહે છે. અને રાત્રે મંદીરમાં યાત્રાળુ તરફથી બ્રાહ્મણો રૂદ્રીઓ કરાવે છે. તે દીવસ બહુજ ધામધુમ થાય છે.

## તા. ૧-૩-૩૮

ભોમવાર રામેશ્વરથી રામનાદ મદુરા ૭૪ માઇલ

શીવરાત્રીને બીજે દીવસે એટલે મંગળવારે બપોરના બ્રહ્મ ભોજન કરાવી દક્ષીણા આપી ગોરને ત્યાંથી વીદાય લઇને બે વાગ્યાની ગાડીમાં શ્રી. રામનાદ સ્ટેશન તરફ જવા નીકળ્યા હતા મોટરને આગલે દીવસે રામનાદ સ્ટેશને રવાના કરી દીધી હતી. સાંજના સાડા ત્રણ વાગ્યાના સુમારે રામનાદ સ્ટેશને ઉતર્યા હતા અને ત્યાં વધારે વખત ખોટી ન થતાં તુરતજ મોટરમાં રવાના થયા હતા. તે રાત્રીના લગભગ સાડાસાતના સુમારે મદુરા શેઠ બંસીલાલ અબીરચંદ કલકતાવાલાની ધર્મશાળામાં રાત રોકાણા હતા મદુરાથી રામનાદ સુમારે ૭૫ માઇલ થાય છે આજે ૭૫ માઇલની મુસાફરી કરી હતી. રસ્તામાં પાર્થા બનુર માંથી પેટરોલ ગ્યાલન બે લીધું હતું આજે સવારના

જમ્યા પછી ૧૧ વાગ્યે મદ્રાસ તરફ જવા રવાના થયા હતા. મદુરામાંથી રવાના થતી વખતે સાત ગ્યાલન પેટ-રોલ લીધું હતું અને ત્યાંથી આગળ વધ્યા હતા. તે સાંજના સાડા ત્રણના સુમારે લગભગ ૮૨ માઈની મુસાફરી કરી ત્રીચીનાપલ્લી સુધી આવ્યા હતા.

## તા. ૨–૩–૩૯

બુધવાર મદુરાથી ત્રીચીનાપલ્લી થઈને વીલુપુરમ ૧૮૦ માઈલ

ત્રીચીનાપલ્લીથી છ ગ્યાલન પેટરોલ લીધું હતું અને આગળ વધ્યા હતા. અને સુર્યાસ્ત વખતે લગભગ ૯૮ માઈલની મુસાફરી કરી વીલુપુરમ સુધી પહોંચ્યા હતા. આજે બુધવારે મદુરાથી રવાના થઈને વીલુપુરમ સુધી લગભગ ૧૮૦ માઈ-લની મુસાફરી કરી હતી. ત્રીચીનાપલ્લીથી વીલુપુરમ સુધી ઘણાં નાનાં મોટાં ગામો મોટર રસ્તે આવે છે તેના નામ નીચે મુજબ ત્રીચીનોપલી કાવેરીનો પુલ શ્રીરંગમનો રસ્તો કાલોલ્લ નીરૂપતુરનો રસ્તો ઓરૂગુનુર પડાલુર નારાયણ મંગલનો રસ્તો વીજય ગોપાલપુરમ તોડાદમંગલમ પેરામ્બલુરનો રસ્તો વલીકપુરમ દેવપુર તોલુદુર વેલાર નદીનો પુલ પાચીગરનો રસ્તો સેલ્લાપુરમ વેપુર સાલેમનો રસ્તો વૃદ્ધાચલમનો રસ્તો સેપ્પાકરમનો રસ્તો કલ્લાકુરૂચીનો રસ્તો ઈલાવસનુરનો રસ્તો ઉલુન્દુપેટ પુદુરનો રસ્તો એરૂનડલનો રસ્તો તીરૂકામાલુરનો રસ્તો તીરૂચેલાયમનો રસ્તો અને પછી વીલુપુરમ આવે છે. ત્યાં રસ્તાથી થોડે દુર પી. ડબલ્યુ. ડી. પબ્લીક.

વર્કસ. ડીપાર્ટમેન્ટના કલેકટરનો બંગલો આવે છે. વીલુપુરમમાં મુસાફરી બંગલામાં રાત રોકાયા હતા અને ચાહ પાણી પીધાં હતાં.

## તા. ૩-૩-૩૮

ગુરૂવાર પક્ષીતીર્થ વીલુપુરમથી ચીંગલપટ તથા પક્ષીતીર્થ.

આજે સવારનાં વહેલાં ઉઠી લગભગ સાડા પાંચના સુમારે ચીંગલપટ તથા પક્ષીતીર્થ જવા રવાના થયા હતા. તે લગભગ સાડા આઠના સુમારે ચીંગલપટ પહોંચ્યા હતા.

ચીંગલપટ મોટું શહેર છે. ત્યાં રેલ્વે સ્ટેશન છે ચીંગલપટમાં મુસાફરી બંગલો છે. ત્યાંથી પક્ષીતીર્થ લગભગ નવ માઇલ થાય છે બંગલામાંથી ભોમીયો સાથે લઇને પક્ષીતીર્થ જવા નીકળ્યા હતા વીલુપુરમથી ચીંગલપટ સુધી નીચેના ગામો આવે છે.

ટીન્ડીવેનમ ઓંગુર આચારપકકમ વેપુરનો રસ્તો વોન્ડીવાશનો રસ્તો મદુરાન્તકમ કરૂન્ગુલી પાલારનદી ચીંગલપટ ચીંગલપટથી પક્ષીતીર્થ જવાય છે. પક્ષીતીર્થને અંગ્રેજીમાં Seven Pagodas સાત પાગોડા કહે છે. ત્યાં સવારના નવ વાગે પહોંચ્યા હતા અને ધર્મશાળામાં રસોઈ કરી જમ્યા હતા અને સાડાદશ વાગે ડુંગર ઉપર જતાં લગભગ પાંચસો પગથીયાં ઉંચે ચડવા પડે છે અને પાંચસો ઉતરવાં પડે છે. ઉપર જવાનો દર માણસ દીઠ એકેક પૈસો લેય છે. ત્યાં જે માણસ ઉપર ચઢી ન શકે તેને વાસ્તે ડોળીઓ

મળે છે ડોલીનો દર રૂા. ૧ થી ૧l પડે છે અને ચાર આના ટેકસના ઉપર જવાના લેય છે બરાબર સાડા અગીયારથી બાર વાગ્યાના સુમારે ત્યાંનો પુજારી પક્ષીને માટે ભોગ લઈને આવે છે. પુજા કર્યા પછી રાહ જોય છે તેટલામાં બે પક્ષીયો સમડીના ઘાટના સફેદ રંગના તથા ચાંચ સમડી કરતાં લાંબી એવાં આકાશમાંથી ઉડતાં આવે છે અને પુજારીએ થાળીમાં જે ગોળની ખીર તથા ઘીની વાટકી રાખી હોય છે તે થાળીમાંથી ખાઈને પાછાં થોડીવાર બેસીને ઉડી જાય છે. આ બંને પક્ષીઓ નીયમીત દરરોજ ત્યાં આવે છે ને ખાઈ જાય છે આ પક્ષીતીર્થનું મહાત્મય છે દક્ષીણની જાત્રા કરવા નીકળેલા યાત્રુઓ ત્યાં અવશ્ય જાય છે ડુંગર ઉપર ઠેઠ ઉંચે મહાદેવનું દેવળ છે તે સ્થાન પણ દર્શન કરવા જેવું છે. બાજુમાં એક બે નાના મંદીરો છે બાર વાગ્યે પક્ષીઓ ઉડી ગયા પછી બધા લોકો નીચે ઉતરવા માંડયા હતા. અને લગભગ સાડા બારના સુમારે નીચે આવ્યા હતા. પક્ષી તીર્થમાં નીચે ગામમાં શ્રી. કાલીકામાતાનું તથા મહાદેવજીનું એમ બે મંદીરો છે. ત્યાં ભીખારીઓ બહુ હોય છે. અમોએ ત્યાં ભીક્ષુક બાવાઓને ચોખા લઈને આપ્યા હતા. લગભગ બે વાગ્યાના સુમારે ત્યાંથી મોટરમાં રવાના થયા હતા. ચીંગલપટથી મદ્રાસ ૪૦, ચાલીસ માઇલ થાય છે રસ્તામાં નીચેનાં નાનાં મોટાં ગામો આવે છે તે નીચે મુજબ છે.

## તા. ૩-૩-૩૮ ગુરૂવાર

પક્ષીતીર્થથી મદ્રાસ ૪૦ માઇલ

રેલ્વે ક્રોસીંગ મુકયા પછી કંજીવરમ તેજ શીવકાંચી તથા થોડે દુર વીષ્ણુકાંચી છે ત્યાં શ્રી મહાપ્રભુજીની બેઠક છે તે પછી નાના નાનાં થોડા ગામો આવે છે શ્રી પેરૂમબનુર હુન્ડાલમ અને થુનામાલી તે પછી મુંબઇથી વીરાર તથા કલ્યાણ સુધી જેમ પરાંઓ છે તેવી રીતે મદ્રાસમાં પણ છે અને ત્યાંસુધી ઇલેકટ્રીક ટ્રેન દોડે છે તેમાંનાં કેટલાંકના નામ સેંટ થોમસ માઉન્ટ કરમ્બકમ વેલાચીર.

## મદ્રાસ તા. ૩-૩-૩૮ ગુરૂવાર

સાંજના ચારેક વાગ્યાના સુમારે મદ્રાસ પહોંચ્યા હતાં. અને ત્યાંથી ઓટોમોબાઇલ એસોસીએશનના એજન્ટ એડીશન એન્ડ કું. માં જઇ ભોમીયો માંગ્યો હતો. તે ભોમીયાને સાથે લઇ મદ્રાસમાં શાહુકારપેઠમાં શા. બંસીલાલ અબીરચંદ ની ધર્મશાળા છે ત્યાં જોવા જતાં સગવડવાળી ન હોવાથી એકાંબરેશ્વર અગ્રહારમમાં શેઠ-ગોકુળદાસ—જમનાદાસનું વૈષ્ણવોને વાસ્તે બંધાવેલું ગોરધન નીવાસ વૈષ્ણવ સંપ્રદાયની બે હવેલીઓ પાસેજ આવેલું છે તેમાં એક હવેલી મુંબઇની મોટી હવેલીવાળા શ્રી ગોકુલનાથ મહારાજની છે અને તે શ્રી. મદનમોહનજીની હવેલીને નામે ઓળખાય છે અને તેની બાજુમાં શ્રી વીઠલનાથજીની હવેલી છે. અને તે શ્રીનાથ દ્વારાવાળા શ્રી. ગોપેશ્વર લાલજીની હવેલી છે મદ્રાસમાં બીજા મંદીરો છે તેમાંના ઘણાંખરાં શ્રી મહાદેવજી તથા માતાઓનાં

છે આજે સાંજનાં મુકામ કર્યા પછી બીજે કયાંઇ ફરવા ગયા નહોતા. ફક્ત ત્રણ તાર કર્યા હતા.

૧ મુંબઇ–ઘેર–રીપ્લાઇ તાર

૨ તળાજા વીઠલભાઇને ખબર આપવાનો તાર

૩ ભાવનગર સેનેટેરીયમના મેનેજર ઉપર તાર એમ ત્રણ તાર કર્યા હતા.

આ ત્રણે તારના જવાબ બીજે દીવસે મળી ગયા હતા.

## મુકામ મદ્રાસ તા. ૪–૩–૩૮ શુક્રવાર

આજે શુક્રવારને દીવસે સવારે નાહી ધોઇ પાઠપુજા કર્યા પછી બજારમાં ફરવા તથા બજાર જોવા નીકળ્યા હતા. તથા ખરીદી કરી શાહુકારપેંઠ ચાઇના બજાર બ્રોડવે વગેરે ઠેકાણે જઇ તથા મોટી પોસ્ટ ઓફીસથી રજીસ્ટર કર્યું હતું તે પછી ઘેર આવ્યા હતાં બપોરના બજારમાં ફરવા તથા જોવા લાયક સ્થળો જોવા નીકળ્યાં હતા. એકામ્બરેશ્વર–અથ્થદારમ મુકયા પછી ચાઇના બજાર બ્રોડવે વગેરે રસ્તાઓ ફરી રાયપુરમ ગયા હતા. મદ્રાસ મોટું શહેર છે રસ્તે જતાં પહેલા કોલેજનું મોટું મકાન છે તે પછી લૉ. કોલેજ એટલે કાયદાઓ શીખવાની (વકીલ થવાની) કોલેજનું મકાન છે તે પછી મદ્રાસની હાઇકોર્ટ છે મદ્રાસમાં મોટી બેંકો છે કે જેની હેડ ઓફીસો મુંબઇમાં છે. અને શાખાઓ મદ્રાસમાં છે. જેવી કે સેંટ્રલ બેંક–મદ્રાસ એગ્રીકલચરલ બેંક–નેશનલ બેંક ત્રાવણકોર નેશનલ બેંક ઓફ કવીલોન (ટાલ્વાન) વગેરે

અને બીજી વીમા કંપનીઓની અહીં શાખાઓ છે જે બધી રાયપુરમ જતાં રસ્તામાં આવે છે રાયપુરમ ઉપર માલનાં મોટાં ગોદાઉનો છે રાયપુરમથી પાછા સીધા બીચના રેલ્વે ફાટકમાં થઈને ત્રીપ્લીકેન તરફ ગયા હતા. બીચ તે મદ્રાસનું હવા ખાવાનું ઠેકાણું છે સાંજના ઘણાં લોકો ત્યાં દરીયા કીનારે ફરવા આવે છે.

રેલ્વે ફાટક પાસેથી નાની બીચ શરૂ થાય છે અને આગળ છે તેને લોકો મોટી બીચ કહે છે ત્યાં જતાં ફોર્ટ સેંટ જ્યોર્જ આવે છે ફોર્ટ સેંટ જ્યોર્જ ઉપર બ્રીટીશ યુનીયન જેકનો વાવટો ઉડે છે અને ત્યાં તોપખાનું છે ત્યાંથી આગળ જતાં ખાડીનો મોટો પુલ તથા માછલીનું સંગ્રહસ્થાન આવે છે આજે સંગ્રહસ્થાન જોવા ગયા નહોતા. માછલીના સંગ્રહસ્થાન જોવા જતાં સવારના ૧૦થી સાંજના સાડા પાંચ સુધી દરેક માણસનો એક આનો ટીકીટ પડે છે અને સાડા પાંચ પછી ચાર આના ટીકીટ લ્યે છે. મદ્રાસનું માછલીનું સંગ્રહ સ્થાન જોવા જેવું છે તેમાં સુંદર રંગ બેરંગી જાત જાતની માછલીઓ છે સંગ્રહસ્થાન છોડયા પછી આગળ ત્રીપ્લીકેનમાં પાર્થ સારથીનું દેવળ છે. ત્યાં દર્શન કરવા ગયા હતા તે દીવસે તે મંદીરમાં પાંચ દીવસ ઉત્સવ થાય છે અને તેમાં મંદીર પાસે જે કુંડ છે તે કુંડમાં એક મોટું નાવ હોય છે અને ત્યાં તેમાં શ્રીની ભોગ મુર્તીને પધરાવે છે અને બીજા પુજારીઓ તથા દર્શન કરવા માણસો જાય છે તે બધાનું વજન ઝીલી શકે તેવડું નાવ હોય છે પાંચ

દીવસ સુધી સાંજના શ્રીની પાર્થ સારથીની મુતીને તળાવમાં ચારે બાજુમાં ઇલેકટ્રીક લાઇટની બહુ સુંદર ગોઠવણુ રાખે છે. લોકોની બહુજ ભીડ ત્યાં થાય છે અમો તે નાવમાં ગયા હતા અને દર્શન કીધાં હતા તથા ત્યાં ભેટ કીધી હતી ત્યાંથી પાછા ફરીને ટાઇમ બહુજ થઈ જવાથી ઘેર આવ્યા હતા.

## તા ૫-૩-૩૮ શનીવાર મદ્રાસ

આજે સવારનાં બે હુવેલીઓમાં દર્શન કીધાં હતા પછી ઉતારા પાસેજ એકાંમ્બરેશ્વર મહાદેવનું મંદીર છે ત્યાં દરશાન કરવા ગયા હતા તે મંદીર પણ ઘણું મોટું છે ત્યાં એકાંબરેશ્વર મહાદેવની મુતી છે તથા બાજુમાં પાર્વતીનું મંદીર છે તથા નવગૃહો રવી, સોમ, મંગળ બુધ, ગુરૂ-શુક્ર શની રાહુ તથા કેતુની મુર્તીઓ છે તેમજ આજુ બાજુ ઘણી નાની મુર્તીઓ છે તથા શીવલીંગો છે ત્યાં દર્શન કર્યા પછી ઘેર આવ્યા હતા. પાછા પાંચ વાગ્યાના સુમારે મદ્રાસથી પાંચએક માઇલ છેટે તીરૂવતુરમાં માતાજીનું મંદીર છે ત્યાં દરશાન કરવા ગયા હતા. નીરૂવતુરનું તે મંદીર ઘણું મોટું તથા વિશાળ છે અને ત્યાં બીજા ઘણા મંદીરો છે સઉથી પ્રથમ ત્યાં રેતીમાંથી પ્રગટ થયેલી શ્રી શંકરની મુતી છે. જેને શ્રી ત્યાગ રાજેશ્વર કહે છે ત્યાં દર્શન કીધાં હતા. આ મહાદેવજીનુ લીંગ રેતીનુંજ છે અને બીજાં લીંગો જ્યારે ગોળ હોય છે ત્યારે આ લંબચોરસ સોનાના બાણની અંદર પધરાવેલું છે અને માથે શેષનાગ છે તેને

દરરોજ સ્નાન કરાવવામા આવતુ નથી તે મંદીરની બાજુમાં ભોગ મુર્તીનું બીજું મંદીર છે ત્યાગરાજેશ્વરના મંદીરમાં જતાં બહુજ અંધારૂં આવે છે. અને બહુ ઉંડાણુમાં તે મંદીર છે તેની બાજુમાં માતાજીનું મંદીર છે તેનું નામ ત્રિપુરાસુંદરી છે ત્યાં આજુ બાજુમાં ઘણા શીવલીંગો છે એટલે નાનાં મંદીરો છે જે લગભગ ૧૦૦ થી ૧૫૦ જેટલાં છે ત્યાં દર્શન કરી ઘેર આવ્યા હતા. મદ્રાસથી આંખો દિવસ ત્યાં મોટર દોડયા કરે છે. અને ઘણા લોકો ત્યાં દર્શન કરવા સાંજના જાય છે. બસનું ભાડું માત્ર બે આનાજ છે. માતાજીના દર્શન કરી ઘેર આવ્યા હતા.

## તા. ૬–૩–૩૮

આજે સવારના એકાંબરેશ્વર મહાદેવની પાલખી નીકળી હતી. તે મંદીરમાં આજથી ઉત્સવ શરૂ થાય છે અને દસ દિવસ સુધી રામેશ્વરની માફક શ્રી શંકરની તથા પારવતીની પાલખી સવારના તથા રાતના એક બે વખત નીકળે છે તે મંદીરમાંથી નીકળી મંદીરમાં ફરી બજારમાં ફરે છે આજ પહેલો દિવસ હતો તેથી સાદી પાલખી બે વખત નીકળી હતી. સાંજના બજાર તરફ ફરવા ગયા હતા ત્યાંથી કોટવાલ ચેટી નામે મોટી શાકમારકીટ છે ત્યાં ગયા હતા. તથા શાક ભાજી લીધું હતું. ત્યાંથી મુરમારકેટ ગયા હતા. મુરમારકેટ તે મુંબાઇની ક્રાફર્ડ મારકેટ જેવી છે જ્યાં દરેક ચીજ મળે છે. ત્યાં જાનવરોનું સંગ્રહસ્થાન પણ બાજુમાં આવેલું છે.

## તા. ૭-૩-૩૮

આજે સવારના પણ પાલખી શ્રી એકાંબરેશ્વરની નીકળી હતી. તથા રાત્રે પાલખી અગીયાર વાગે નીકળી હતી. તેમાં શ્રી શંકર તથા ગંગાજીનું વહાન સોનાના હંસનું તથા તેની પાછળ શ્રી પાર્વતીનું વહાન પણ સોનાના પોપટનું હતું. આજે સાંજના માછલીનું સંગ્રહ સ્થાન જોવા ગયા હતા. અને તે અંદર જઇને જોયુ હતું. અને ત્યાંથી ત્રીપ્લીકેનમાં પાર્થ સારથીનું મંદીર છે ત્યાં દર્શન કીધાં હતાં પહેલે દિવસે તો તળાવમાં શ્રી ભોગ મુર્તીના દર્શન કીધાં હતાં પણ આજરોજ મંદીરમાં જઇ પાર્થ સારથીની (બાલાજી) અચળ મુર્તીનાં દર્શન કીધાં હતાં વચોવચ બાલાજીની મોટી મુરતી સફેદ મુછો સાથે છે અને આજુ બાજુ પ્રદ્યુમ્ન સાત્યકી અને અનીરૂદ્ધની મુર્તી છે. ત્યાં દર્શન કરી પાછા ઘેર આવ્યા હતા સાંજના મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશન પર ગયા હતા. સેન્ટ્રલ સ્ટેશન મોટું અને વીશાળ છે અને અત્રે પણ મુંબાઇ માફક નીચે સ્ટેશનોમાં લોકલટ્રેન દોડે છે. સ્ટેશનોનાં નામ આવાડી પોન્જેરી રાયપુરમ ટીવેલ્લોર વીલીપુરમ અનેસુ-બુરૂપેટા વીગેરે. બીજી બાજુ બંદર તરફ ઇલેકટ્રીક ટ્રેનો પણ મુંબાઇની માફક દોડે છે તેના થોડાં નામો બીચ ફોર્ટ પાર્ક એડામોર માવલાવારા ચેટપેટ વીગેરે.

## તા. ૮-૩-૩૮

આજરોજ બીજે કયાય ફરવા ગયા ન હતા. પણ બજારમાં થઇ બીચ ઉપર ફરી અને બાયોસ્કોપમાં ગયા

હતા. બીજે દીને એટલે બુધવારે સવારે થુનુમળી હાઇરોડ ઉપરથી નવરોજારોડ ઉપર શેઠ ગોકળદાસ જમનાદાસવાળા પરશોતમદાસ ( લાલદાસ ) શેઠને બંગલે મોટરમાં બેસી ગયા હતા. અને તેમને ત્યાં ઠાકોર સેવા છે ત્યાં રાજ ભોગનાં દરશન કીધાં હતાં અને સાંજના બજારમાંથી થઇ માપલાપોર તરફ ગયા હતા માપલાપોરમાં મલ્લીકેશ્વર મહાદેવનું મોટું મંદીર છે ત્થા સ્વ. એની. બીસાંટનું ઘર આવેલું છે તથા લાયબ્રેરી છે ત્યાંથી ફરી પાછા ઘર તરફ આવ્યા હતા આ ફાગણ માસમાં મદ્રાસમાં ઘણાખરા મંદીરોમાં ઉત્સવો થાય છે અને જે જે મંદીર જે લત્તામાં આવેલું હોય છે ત્યાંથી મંદીરમાંથી પાલખી સવારના તથા રાતના નીકળે છે રાતની પાલખીમાં ધામ ધુમ વધારે હોય છે. પાલખી ફરવાનો રીવાજ મંદીરને ચારે બાજુ ફર્યા પછી બજારમાં થોડે સુધી જાય છે અને ત્યાંથી લગભગ અગીયારથી સાડા અગીયાર વાગે પાછી ફરે છે અમારા ઉતારા પાસે એકાંબરેશ્વર મહાદેવનું મંદીરનું હતું ત્યાં પણ દરરોજ સવારના તથા રાતના મંદીરની પાલખી નીકળતી હતી. આ મંદીરની પાલખી પંદર દિવસ સુધી નીકળે છે સવારની પાલખી તો અમુક વાહન ઉપરજ નીકળે છે પહેલે દિવસે સાદી સોનાની પાલખીમાં દેવ બીરાજ્યા હતા બીજે દિવસે શંકરનું વાહન સોનાના હંસ અને પાર્વતીનું સોનાના પોપટનું હતું. ત્રીજે દીવસે બંન્નેના વાહનો સોનાના સીંહ ઉપર હતા ચોથે દીવસે એટલે આજરોજ સુવર્ણ કૈલાસ રાવણનું વાહન હતું અને માતાજીનું વાહન સુવર્ણ સીંહનું હતું

અને ગુરૂવારે દિવસે શંકરનું વાહન સોનાનો નંદી હતું અને પારવતીનું વાહન સાદા નંદીનું હતું એવી રીતે પાલખીઓ જોઇ હતી. અમોએ મદ્રાસમાં રહ્યા ત્યાં સુધી દરરોજ સવાર સાંજ પાલખીની પુજા કરી હતી અને સવારના વૈદીક બ્રાહ્મણોને દક્ષણા આપતા હતા. બપોરના જમ્યા પછી બજાર તરફ ફરવા જતા હતા.

## તા. ૧૦–૩–૩૮

આજરોજ સવારના કોઇ જગાએ બહાર ગયા ન હતા. બપોરે જમ્યા પછી એકમોર ટ્રામ–ટરમીનસ પાસે પોલીસ ઓફીસમાં મદ્રાસ પ્રેસીડન્સીનું લાયસન્સ તા. ૧૪મી એ પુરૂં થયું હોવાથી બીજા બે અઠવાડીયાનું એટલે તા. ૨૮–૩–૩૮ સુધીનું લાયસન્સ કઢાવ્યું હતું; તે પછી માઉન્ટ રોડ ઉપર ગયા હતા મોટર વાળાની દુકાનો (શોપો) જાજે ભાગે માઉન્ટ રોડ ઉપર આવેલી છે ત્યાં એડીસન એન્ડ કું. માંથી મોટર માટેનો પરચુટણ સામાન લીધો હતો અને પછી ઘર તરફ ગયા હતા.

મદ્રાસથી મુંબઇ સુધીના પ્રવાસમાં કાંઇ જાણવાજોગ નહિ હોવાથી અત્રે તેની નોંધ લીધી નથી.